श्री परमात्मनेनमः

पन्यास सिद्धिविजयजी शिष्य कमलविजय संयोजक.

દોહરો.

શ્રાવક ભાઇઓ સાંભળો, મનમાં આણી ધીર;
પુસ્તક આ પ્રેમે રચ્યું, વાંચો પ્યારા વીર.

# નવકાર મંત્રની ચમત્કારી કથા.

શ્રાવક ષટ્કર્મ, શ્રાવક દિનકૃત્ય, શત્રુંજય લઘુકલ્પ, નવ્વાણું જાત્રાની વિધિ, તીર્થ વંદનથી થતા લાભ, સ્તુતિ, સ્તવનો, વૈરાગ્ય સજ્ઝાયો વિગેરેથી ભરપુર.

જૈન ધર્મના સજ્જન શોખીલા માટે

પ્રકાશક.

માસ્તર ચુનીલાલ પ્રેમચંદ
ઠે. ગોપીપુરા શેઠ ખીમાભાઇની વાડી. સુરત.

વીર સંવત ૨૪૩૮ વિક્રમ સંવત ૧૯૬૯

श्री परमात्मनेनमः

पन्यास सिद्धिविजयजी शिष्य कमलाविजय संयोजक्.

દોહરો.

શ્રાવક ભાઇઓ સાંભળો, મનમાં આણી ધીર;
પુસ્તક આ પ્રેમે રચ્યું, વાંચો ધ્યાને વીર.

# નવકારમંત્રનીચમત્કારી કથા.

શ્રાવક ષટ્કર્મ, શ્રાવક દિનકૃત્ય, શત્રુંજય લઘુકલ્પ, નવ્વાણું જાત્રાની વિધિ, તીર્થ વંદનથી થતા લાભ. સ્તુતિ, સ્તવનો. વૈરાગ્ય સજ્ઝાયો વિગેરેથી ભરપુર.

આવૃતિ બીજી નકલ ૧૦૦૦

જૈન ધર્મના સજ્જન શોખીલા માટે

પ્રકાશક.
માસ્તર ચુનીલાલ પ્રેમચંદ
ઠે. ગોપીપુરા શેઠ ભીમાભાઇની વાડી.

વીર સંવત ૨૪૩૮ વિક્રમ સંવત ૧૯૬૮

# અર્પણ પત્રીકા.

પુજ્ય મુનિમહારાજ શ્રી શ્રી ૧૦૮

## શ્રી કમલવિજયજી મહારાજ.

વિ૦ વિ૦ આ વિષમ પંચમ કાળમાં શાંત દાંતાદિ અનેક ગુણગણાલંકૃ
સત્તર પ્રકારે સંયમારાધક આ સંસાર રૂપ દાવાનલ અસાર જાણી અંતર
ના વૈરાગ્યથી વર્ષ ૧૩ના એક પુત્રને મુકી કુટુંબ પરીવારની રાજીખુશીથી
અમદાવાદ જઈ ગુરૂ સિદ્ધિ વિજયાદિ સમક્ષ પંચ મોહાવ્રત અંગીકાર
કર્યા તેમજ પાલવામાં તત્પર રહી ભવાટવી ઓલંઘવા મથન કરવા
જગત્ જીવના ઉપકારાર્થે દેશાંતરમાં વિહાર કરી પ્રથમ અમદાવાદથી
સંઘ સહીત સિદ્ધાચળ જાત્રા કરી તલાજા,ડાઠા, મહુવા,દીવ,ઉના,
વેરાવળ, માંગરોળ, જુનાગઢ, જામનગરથી પાછા શેત્રુંજે જાત્રા
કરી કોઠથી શેત્રુંજા શીહોર થઈ ચુડા લીમડી, વઢવાન, વીરમ
ગામ, ભોયણી, શંખેશ્વર શાણંદ ગોધાવીથી શત્રુંજે જાત્રા
કરી વરસ ૮ ફરી ૧૯૫૩માં ભરૂચ જઘડીયાથી સુરત
ચોમાસુ કરી બારડોલી, નવસારી, ગણદેવી, બીલીમોરા,
સુરત વીગેરે દેશોદેશ ઉપકાર્થે જગતજીવોને જ્ઞાન
ઉપદેશ દઇ જૈન ધર્મ દ્રઢ કરવાને કમર કરી
દેશો દેશ વિહાર કરી અમારા જૈન શૈલીથી
અજ્ઞાતને અંધાર આરશી માફકને આપે
જ્ઞાનરૂપ ચક્ષુ બક્ષી પુસ્તક પ્રગટ કરવા
ઉત્તેજીત કરી સુરત વીગેરેમાં રહી
અમોને ઉપદેશ આપી કૃતાર્થ
કર્યા છે એ વિગેરેના સ્મરણાર્થે
આ પુસ્તક આપને નિવેદન
કર્યું છે.

ચરણ સેવક.

રતનચંદ મગનલાલ.

# શુદ્ધિપત્ર.

| | અશુદ્ધિ | શુદ્ધિ |
|---|---|---|
| પાને ૮ | મહાગોપમ | મહાગોપ |
| પાને ૮ | માહણ | મહામાહણ |
| પાને ૮ | નરિજા | નીરજાત્મક |
| પાને ૮ | જીવરથવાહ | સારથવાહ |
| પાને ૮ | કરે | થાય |
| પાને ૯ | સાધું સુખ | સાચું સુખ |
| પાને ૯ | સાદીઅનંતભાગે | સાદીઅનંતભાંગે |
| પાને ૯ | ધનહિ | ક્રોધનહિ |
| પાને ૯ | વીખજયકાર | વીશ્વજયકાર |
| પાને ૧૦ | પર | પ્રાર્થના |
| પાને ૧૩ | શ્રાવક દિનકૃત્ય વાંચી | નવકાર મંત્રનું વિવેચન તથા પ્રભાવ વાંચવું |
| પાને ૧૩ | નાનો સંબંધ | પાને ૧૭મે દુહાઓથી વાંચો |

# અનુક્રમણિકા.

| વિષય | | પૃષ્ટ |
|---|---|---|
| ૧ | પ્રભુ પ્રાર્થના | ૧ |
| ૨ | પંચ પરમેષ્ટી નમસ્કાર | ૧ |
| ૩ | શ્લોક | ૧ |
| ૪ | શ્રાવક ષટ્કર્મ | ૨ |
| ૫ | તીર્થવંદન નિત્ય ભાવના | ૨ |
| ૬ | શ્રાવક દિનકૃત્ય | ૧૩ |
| ૭ | સુચના નવકાર મંત્ર વિવેચન | ૧૧ |
| ૮ | નવકાર મહિમા | ૨૦ |
| ૯ | શ્રીમતિની કથા | ૨૦ |
| ૧૦ | શિવકુમારની કથા | ૨૩ |
| ૧૧ | જીનદાસ શ્રાવકની કથા | ૨૭ |
| ૧૨ | ચંડપિંગલ ચોરની કથા પરભવ ફળ વિષે | ૩૦ |
| ૧૩ | હુંડક ચોરની પેરે દેવગતિને પ્રાપ્ત કરે | ૩૩ |
| ૧૪ | રાજસિંગને મોક્ષ સુખની પ્રાપ્તિ થઇ. કથા | ૩૫ |
| ૧૫ | શત્રુંજય લઘુ કલ્પ | ૪૬ |
| ૧૬ | સિદ્ધાચલ સ્તુતિ ચૈત્યવંદન | ૪૯ |
| ૧૭ | સિદ્ધાચલજીની નવ્વાણુ જાત્રાની વિધિ | ૫૦ |
| ૧૮ | પ્રભુ ભક્તિ વિચાર | ૫૫ |
| ૧૯ | અષ્ટ પ્રકારી પુજાના દુહા | ૫૮ |
| ૨૦ | શ્રી મંધરજીન સ્તુતિ | ૫૯ |
| ૨૧ | શ્રી મંધરજીન ચૈત્યવંદન | ૬૦ |
| ૨૨ | શ્રી મંધરજીન સ્તવન | ૬૦ |
| ૨૩ | ,, ,, સ્તુતિ | ૬૧ |

# પ્રભુ પ્રાર્થના.

હું વંદું જીનેશ્વર દેવ, સદાકર જોડી;
આ ગ્રંથે કરો મદદ, મતી મુજ થોડી. ૧
કરૂં હર્ષથી નિત્ય સેવા, અરજ લ્યો ધારી;
માગું વચન એવું હું આજ, ચિત્તવિચારી. ૨
માટે મહેર કરી મુજ ઉપર, કરૂણા બુદ્ધિ;
તેથી થાય સકલ સૌકાજ, મનોરથ સિદ્ધિ ૩
પ્રભુ કૃપા કરો મુજ ઉપર, દયા દિલ ધારી;
લઘુ પુસ્તક કરૂં તૈયાર, સ્વપર હિતકારી. ૪
સૌ વાંચી થાય આનંદ, લે સાર વિચારી
પ્રભુ ચરણ કમલ થૈ લીન, સ્તવના કરૂં તારી. ૫

# અમુલ્ય તક.

## જાહેર ખબર.




પ્રેક્ષક વર્ગનું ધ્યાન ખેંચવામાં આવે છે કે હમારા તરફથી નાનકડા નૂતન પુસ્તકો ઘણી જુજ કીંમતે નીચે પ્રમાણે પ્રસિદ્ધ કરવામાં આવેલ છે:—

**૧ નવકાર મંત્રનો ચમત્કારી પ્રભાવ કીંમત ચાર આના (સંયોજક પન્યાસ સિદ્ધિવિજયજી શિષ્ય કમલવિજય)**

**૨ જૈનવિવાહના ગીતો કીંમત ત્રણ પાઇ (પ્રસિદ્ધકર્તા ભાઈલાલ છગનલાલ દલાલ શ્રી રત્નસાગરજી જૈન ઇંગ્લીશ સ્કુલ)**

**૩ સતિ શિરોમણી નર્મદાસુંદરી કીંમત એક આનો પ્રસિ-કર્તા (માસ્તર સવચંદ દામોદરદાસ શાહ શ્રી રત્નસાગરજી જૈન સ્કુલ)**

ઉપરના ત્રણે પુસ્તકો ખાસ જૈન શાળાઓ તેમ કન્યાશાળાઓમાં પ્રભાવના કરવા યોગ્ય છે.

તેમજ સરલ ભાષામાં અને સ્ત્રીઓપયોગી હોવાથી સકલજન સમાજને અવશ્ય ઉપયોગી થઇ પડે તેમ છે. તો એક વખત નીચેના શીરનામાંથી મંગાવી ખરીદી અમુલ્ય લાભ લેશોજી.

**(સામટી નકલોને માટે લખો યા મલો.)**

**પુસ્તક મલવાનું ઠેકાણું.**

## માસ્તર સવચંદ દામોદરદાસ શાહ.

**ઠે. નાણાવટ પંડોળનીપોળ-સુરત.**

## ॥ अथ पंच परमेष्टी नमस्कारः ॥

अर्हन्तो भगवंत इंद्रमहिता, सिद्धाश्च सिद्धिस्तथा ।
आचार्या जिन शासनोन्नतीकराः, पूज्या उपाध्यायकाः॥
श्री सिद्धांत सुपाठका मुनिवरा, रत्नत्रै राधकाः।
पंचैते परमेष्टीनः प्रतिदिनं, कुर्वंतु वो मंगलं ॥१॥

### श्लोक.

पूजनेन जिनेंद्राणां, साधुनां वंदनेन च ।
न तिष्ठति चिरं पापं, छिद्रहस्ते यथोदकं ॥ १ ॥
नमस्कारः समोमंत्रः, शत्रुंजयः समो गिरिः ।
वीतरागः समोदेवो, न भूतो न भविष्यति ॥१॥
साधुनां दर्शनं पुण्य–तीर्थ भुताही साधवाः ।
तीर्थं फलंति कालेन–सद्य साधु समागमः ॥२॥
दुहो–अनुभव रत्न चिंतामणी, अनुभव हे रसकुप,
अनुभव मारग मोक्षनो, अनुभव सिद्ध स्वरुप.

यतःकह्युं छे के.

विलंबो नैव करतव्यो, आयुर्याति दिने दिने ।
न करोति यम क्षांति, धर्मस्यत्वरिता गतिः ॥ १ ॥

# अथ श्रावकषट्कर्म.

देव पूजा गुरुपर्युपास्ति स्वाध्याय संयमस्तपः ।
दानंचेति गृहस्थानां, षट् कर्माणि दिने दिने ॥ १ ॥

ભાવાર્થ નીચે પ્રમાણે.

દેવપુજા, ગુરૂભક્તિ, સ્વાધ્યાય, સંયમ, તપ, ને દાન એ ષટ્કર્મ ગૃહસ્થોને દરરોજે કરવાના છે વળી શ્રાવકે જીવ રક્ષાને અર્થે રસોઇ કરવાને ઠેકાણે, જમવા બેસવાના ઠેકાણે, ઘંટીઉપર, પાણીઆરાપર, રસોઇ કરવાને ઠેકાણે, સુવાને ઠેકાણે, બેઠક ઉપર, ધર્મક્રિયા કરવાને ઠેકાણે નહાવાને ઠેકાણે, અનાજ ભરવાને ઠેકાણે અને ખાંડવાની ઉપર ચંદરવા બાંધવા.

ઇતિ સંપૂર્ણ.



અથ

## આ તીર્થવંદન તથા નીત્યભાવના પ્રભાતમાં રોજ ભાવવી. (કહેવી)

સકલ તીર્થ વંદુ કરજોડ કહે છે એ ઠેકાણે કેવાની. તથા સામાયિક લઇને તેમજ છુટા માણસોને પણ પ્રભાતમાં વાંચવા ભણવાથી મહાન લાભકારી છે. તેથીજ જૈન સમુદાયના હીત માટેજ આ પુસ્તકમાં આ સંયોજના કીધી છે. તો અપુર્વ લાભ લેવા ચુકવું નહી. કિમ્ બહુના.

# ॥ ॐ શ્રી પંચ પરમેષ્ટિને નમઃ ॥

## ॐ નમઃ સિદ્ધં, આ ભાવના રોજ ભાવવા સારૂ લખી છે.

અહો આત્મા તું વિચારી જોજે, કે તું અનંત કાળ થયાં રઝળે છે, પણ દુઃખનો અંત આવ્યો નહીં, હવે તું મનુષ્યનો જન્મ પામ્યો છે તો ધર્મ સાધન કર, કે જેથી સર્વે સંતાપ મટી જાય એવી રીતનો ધર્મ સાધન કરો કે જેથી વહેલા મુક્તિ જાઓ તેમ કરો. શાથી જે હવે તમારે સંસારમાં રઝળવું તે હક્ક નહીં; મુક્તિનાં કારણ સાચાં પામ્યા છો તો આ અવસર ચૂકવો નહીં. આબુ, અષ્ટાપદ, ગીરનાર, સમેતશિખર શેત્રુંજય, ગિરીસાર પંચેતીર્થ ઉત્તમ ઠામ સિદ્ધિ ગયા તેને કરૂં પ્રણામ. નામ જીણાજીણ નામ, ઠવણ જીણાજીણ પડીમાઓ, દવ્ય જીણાજીણંદજી વા ॥ ભાવ જીણા સમવસરણઠ્ઠા: ॥ ૧ ॥ પ્રભુ નામ મંત્રથી ઝેર ઉતરી જાય, રોગ મટી જાય, તેમ પ્રભુ નામથી મિથ્યાત્વ, અવ્રત, જોગ. કસાય કર્મ રોગ સર્વે મીટી જાય ॥ પ્રભુનામ કેવળજ્ઞાની, નિરવાણી, સાગર, મહાજશ, વિમલ, સર્વાનુભુતી, સીધર, શ્રીદત્ત, દામોદર, સુતેજ, સ્વામિક, મુનીસુવ્રત, સુગતી, સિવંગતી, અસ્તાંગતી, નમિસર, અનિલ, જશોધર, કૃતારથ,

જીનેશ્વર, સુધમતી, સીત્રંકર, સુભદીન, સંપ્રતી, અતિતકાલે થઇ ગયા તે સર્વેને મહારી અંનતી કોડાણુ કોડવાર ત્રિકાલ વંદના હોજો ॥ રુષભ, અજીત, સંભવ, અભિનંદન, સુમતિ, પદ્મપ્રભુ, સુપાર્શ્વ, ચંદ્રપ્રભ, સુવિધી શીતલ, શ્રેયાંસ, વાસુપુજ્ય, વિમલ, અનંત, ધર્મ, શાંતિ, કુંથું, અર મલ્લિ, મુનિ સુવ્રત, નમી, નેમી, પાર્શ્વ, વર્ધમાનાંતાઃ, જીનાઃ, શાંતાઃ, શાંતિકરા, ભવંતુ સ્વાહા ॥ જે રીતે તમો શાંતી પામ્યા તે રીતે સર્વે જીવને શાંતિ કરો, એમ માહરો વિચાર છે. પદ્મનાભ, સુરદેવ, સુપાર્શ્વ, સ્વયંપ્રભુ, સર્વાનુભુતિ, દેવસુત, ઉદયનાથ, પેઢાલ, પોટીલ, સત્કીર્તી, સુવ્રત, અમમ, નીકશાય, તીપુલાક, નિર્ભમ, ચિત્રગુપ્ત, સમાધી, સંવર, જસોધર, વિજયદેવ, મલ્લજીન, દેવજીન, અનંતજીન, ભદ્રંકર, એ ચોવિસ પ્રભુ થશે, તેહને માહરી અનંતી કોડાણુ કોડવાર ત્રિકાલ વંદના હોજો ॥ શ્રીમંધર, જુગમંધર, બાહુ, સુબાહુ, સુજાત, સ્વયંપ્રભુ, વૃષભાનન, અનંતવીર્ય, સુરપ્રભુ, વીસાલનાથ, વ્રજધર, ચંદ્રાનન, ચંદબાહુ, ભુજંગનાથ, નેમિશર, ઈશ્વર, વિરસેન, દેવજસા, માહાભદ્ર, અજીતવિર્ય, એ વીસે વીસ વીહુરમાનને માહરી અનંતી કોડાણુકોડવાર ત્રીકાલ વંદના હોજો ॥ અતિત અનાગતને વર્તમાન બહોંતેર તિર્થંકર વિસવીહરમાન વૃષભાનન, ચંદ્રાનન, વારીષેણને વર્ધમાન છનેઉ જીનને કરૂં પ્રણામ ॥

શાસ્વતિ પ્રતિમા પાંચસે ધનુષ્યની તથા સાત હાથની છે, રત્નની છે, દીવ્ય છે, મનોહર છે, જેને દીઠે શાસ્વતા સુખનુ પામવાપણું થાય છે તે વ્યંતરનિકાયમાં અસંખ્યાતા જ્યોતિષિમાં અસંખ્યાતા જીનબીંબ છે વળી ત્રણુભુવનમાં પંદરશો ને બેતાલિસ ક્રોડ અઠાવન લાખ છત્રીસ હજારને એંસી શાસ્વતા જીનબિંબ છે તે સર્વેને માહરી અનંતી ક્રોડાણુ ક્રોડવાર ત્રિકાલ વંદના હોજો. વળી અશાસ્વતિ પ્રતિમા આબુજીમાં, આદિશ્વરજી, નેમીનાથજી, પારસનાથજી, શાંતિનાથજી પ્રમુખ જીનબિંબ ઘણાં છે વળી અનંતા જીવ મુક્તિ પામ્યા તે સરવેને માહરી અનતી ક્રોડાણ ક્રોડવાર ત્રિકાલ વંદના હોજો. અષ્ટાપદજી ઉપર આદિશ્વર ભગવાન દશહજાર મુનિ સાથે મુકિત વર્યા, ભરતમહારાજાજીએ સોનાનું દહેરૂં કરાવ્યું. રત્નના ચોવિસ જીનબિંબ ભરાવ્યાં. ચત્તારી અઠ્ઠદસદો, ય વંદિયા જીણુવરા ચઉવ્વીસં; પરમઠ્ઠ નિઠ્ઠિ અઠ્ઠા, સિદ્ધા સિદ્ધિં મમ દિસંતુ.॥ વળી ગૌત્તમસ્વામી પોતાના લબ્ધીએ ચડી પ્રભુ વાંદી જગ ચિંતામણી કરી ત્રિજૃંભક દેવતાને પ્રતિબોધ કરી પંદરસેં ત્રણ તાપસને પારણા કરાવી કેવળ જ્ઞાન પમાડયું. વળી રાવણે વિણા વગાડી તિર્થંકર ગોત્ર બાંધ્યું વળી અનંતાજીવ મુકિત ગયા તે સર્વેને માહરી અનંતી ક્રોડાણકોડવારત્રિકાલવંદના હોજો વળી ગિરનારજી ઉપર નેમનાથ મહારાજાએ એક હજાર પુરૂષ સાથે દીક્ષા લીધી

સંસારનું સ્વરૂપ ઘણુ ભુડું જાણ્યું સંસાર દુઃખરૂપ; દુઃખે ભરેલો દુઃખનું કારણ સાચા સુખનો વૈરી હળાહળ વિષ જેવો બળતી આગ જેવો જાણી નીકળી પડયા. ચારિત્ર પાળી પંચાવનમે દિવસે કેવળજ્ઞાન પામ્યા. પાંચસેં છત્રીસ સાથે મુક્તિ ગયા. સાતસેં વરસ સુધી કેવળી પર્યાય પાળી ઘણા જીવને પ્રતિબોધીને મુક્તિ ગયા વળી અનંતા જીવ મુકિત વર્યા તે સર્વેને માહરી અનંતી ક્રોડાણુક્રોડવાર ત્રિકાલવંદના હોજો વળી સમેતશિખરજી ઉપર વિશે હુંકે વીસ પ્રભુજી સતાવીસ હજાર ત્રણસેં ઓગપચાશ મુનિ સાથે મુકિત પામ્યા. વળી સામળા પારસનાથજી વિરાજે છે. વળી અનંતાજીવ મુકિત ગયા. તે સર્વેંને માહરી અનંતી ક્રોડાણુક્રોડવાર ત્રિકાળવંદના હોજો. તારંગાજીમાં અજીતનાથજીને માહરી અનંતી ક્રોડાણુક્રોડવાર ત્રિકાલ વંદના હોજો ચંપાનગરીમાં વાસુપુજ્યજી મુકિત ગયા. વળી પાવાપુરીયે માહાવીરજી સિદ્ધીવર્યા તે સર્વેંને માહરી અનંતી ક્રોડાણુક્રોડવાર ત્રિકાલવંદના હોજો. શ્રી સિદ્ધાચલજી ઉપર આદીશ્વરજી પુર્વ નવ્વાંણુવાર સમોંસર્યા અનંતલાભ જાણી વળી અનંતાજીવ મુક્તિ વર્યા. વળી જીનબિંબ ઘણા છે. તે સર્વેંને માહરી અનંતી ક્રોડાણુક્રોડવાર ત્રિકાલવંદના હોજો. હવે દ્રવ્યજીન તે તીર્થંકર પદવી ભોગવીને પોતાના શાસનનો પરીવાર લેઇને મુકિતમાં વીરાજે છે તે સર્વે જીવને માહરી અનંતી ક્રોડાણુક્રોડવાર

ત્રિકાલવંદના હોજો. વળી આવતે કાળે તિર્થંકર પદવી પામશે શ્રેણીકરાજાના જીવ પ્રમુખજીવને માહરી અનંતી કોડાણુકોડવાર ત્રિકાલવંદના હોજો. વળી માહરા જીવને નીગોદમાંથી બાહાર કાઢયો તે સીધ્ધના જીવને માહરી અનંતી કોડાણકોડવાર ત્રિકાલવંદના હોજો. હવે 'ભાવ જીણા સમવસરણઠ્ઠા:' સમોશરણને વિષે વીસ વીહરમાનજી કહેવા છે. તો પાંચશે ધનુષ્યની દેહે છે સોવનસમી કાયા એક હજાર આઠ ઉદાર લક્ષણ છે. જ્ઞાનાતિશયે કરીને સર્વે પદાર્થ જાણી રહ્યા છે. દરશનેકરી સર્વે ભાવ દેખી રહ્યા છે વચનાતિશયેકરી ભવિજીવને પ્રતિબોધ કરે છે તેથી કોઇ જીવતો ક્ષપક શ્રેણિ ચડે છે કોઈતો સાધુપણુ પામે છે. કોઇતો શ્રાવકપણું પામે છે, વળી સમકીત પામે છે. કોઇતો ભદ્રકભાવને પામે છે. એ રીતે બહુ જીવને સંસારના કલેશથી મુકાવે છે. વળી પૂજાતિશયે કરી ભવીજીવને પ્રભુજીની પૂજા સેવા, ભકિત, વંદના, સ્તવના કરવાનું મન થાય છે; તેથી પુજી, સેવી, વાંદી પ્રભુસરખા પુજનીક થાય છે. અપાયા પગમાતિશયે કરીને ભવીજીવને આ ભવના ને ભવો ભવનાં કષ્ટ દુઃખ આપદા ટાળે છે. એ ચાર માહાઅતિસય. વળી અશોકવૃક્ષ સોભે છે. વળી પુલની વૃષ્ટિ ઢીંચણ સુધી જોજન ગામીની પાંચ વરણના પુલ જલ થલના નીપજયાં વરસે છે. વળી પ્રભુ વાણી એક જોજન સુધી સંભળાય છે વળી

પ્રભુજીને ચમર વીંજાય છે. વળી રત્નના સિંઘાસણપર બેઠા છે. વળી ભામંડલ પુઠે રાજે છે આકાશે દુંદભી ગાજે છે. વળી ત્રણ છત્ર માથે છાજે છે એમ બાર ગુણે સહીત છે, ચોત્રીશ અતિશયે કરી વીરાજીત છે. પાંત્રીશ વાણી ગુણે કરી રાજીત છે. આઠ પ્રાતીહાર્ય તેણે કરી શોભીત છે અસંખ્યાતા ઇં કરી સેવીત છે અઢાર દોસે કરી રહીત છે. કેવળજ્ઞાન કેવળ દર્શન આદે દેઇ અનંતગુણે કરી સહીત છે તરણુતારણુ ઝાઝ સમાન છે. પાપરૂપ અંધકાર ટાલવા સૂરજ સમાન છે. કલ્યાણકને દીવસે નરકે પણ અજવાળાં થાય છે. વળી માહા ગોપમ માહણ નરિજા ભવ રથવાહ એવી ઉપમાં છાજે છે. મોક્ષનો સાથલી છે. બે ક્રોડ કેવળી બે હજાર ક્રોડ સાધુ, ગણધર, કેવળજ્ઞાની, મનઃ પર્યવજ્ઞાની, અવધીજ્ઞાની, મતીજ્ઞાની સાધુ, સાધવી, શ્રાવક શ્રાવીકા, ચતુંવિધ સંઘ સામકિતી જીવ વળી દ્વાદશાંગી વાણી વળી મુની આણા પાલવા વાળા અનંતા જીવ મુક્તિ પામ્યા વળી પ્રભુ આણા પાળે છે. વળી આવતે કાલે આણા પાળશે તે સર્વેને માહરી અનંતી ક્રોડાણ ક્રોડવાર ત્રિકાલ વંદના હોજો. એ વંદનાનું ફલ એજ માંગું છું જે માહરા જીવને તમારા સરીખો કરો, એજ વિનંતી છે તે કબુલ કરો, જે થકી માહરા પ્રણામ તમારા જેવા સુંદર મનોહર કરો. તમારા જેવું કેવળજ્ઞાન, કેવળ દર્શન ચારીત્ર સ્થીરતા

રૂપ કેવળ એકલુ સુખ, તે સર્વે દુઃખથી રહીત સાધું૦ સુખ અરૂપીગુણુ વલી અગુરૂ અલધુ અવગાહના વળી સાદી અનંત મેભાગે સ્થિતી ફરી સંસારમાં આવવું નહીં, અનંતું વીર્ય વલી ‌ ધ નહીં, માન નહીં, માયા નહીં, લોભ નહીં રાગ નહીં, દ્વેષ નહીં. મોહ નહીં, આશા, તૃષ્ણા, વર્ણ, ગંધ, રસ ફરસ, ભુખ, તરસ, તાઢ, તડકો, દુઃખ, કલેશ, સંતાપૂ એહવા અનંતા દોષે કરી રહીતપણું માહરી સત્તામાં છે. તે અનંતા ગુણ પ્રગટ થાઓ. સર્વે જીવની સત્તામાં પણ છે તે પણ પ્રગટ થાઓ. એજ મહારો વિચારછે, બીજું કાંઇજ માગતો નથી. વળી સર્વે સિદ્ધ ભગવાનને, આચાર્યજીને, ઉપાધ્યાયજીને, સર્વે સાધુ, મહારાજને વળી દર્શન, જ્ઞાન, ચારીત્ર, તપ અને નવપદજીને માહરી અનંતી કોડાણુકોડવાર ત્રિકાલવંદના હોજો, એમ નવપદ ધ્યાવે, પરમ આણંદપાવે, નવ ભવ સિવ જાવે, દેવ નર ભવ પાવે, જ્ઞાન વીમલ ગુણ ગાવે, સિદ્ધચક્ર પ્રભાવે, સવી દુરિત સમાવે, વીખ જયકાર પાવે. ઇતિ સત્યંહે જીવતું વિચાર તો ખરો જે આ વખત ફરી કે વારે મળશે, ચેત! ચેત! સમજ! સમજ! જો! જો! જાગ! જાગ! શું પ્રમાદ, આળસ, નિંદ્રા કરી રહ્યો છે. કોણ તાહરો હિત-કારી છે, જે ધર્મમાંસાધ્ય કરશે તે કોણ તુજને સુખ આપશે સર્વે સ્વાર્થીયું છે. તેથી તું પોતાનો સ્વાર્થ સાધીને સર્વે જીવને સુખી કરીને મુક્તિ નગરીમાં વાસો કર. તેજ

તાહરે કરવા યોગ્ય છે. તે કર. ફરી ફરી આ અવસર તું કેવારે પામીશ એમ જાણીને આ ભાવના રોજ ભાવવી. જેથી સર્વે આપદા મીટી જાશે. ને સર્વે સંપદા પામીશ. તે સારૂં હવે પ્રમાદ કરીશ નહીં, ઘણું શું શીખવીએ જે રીતે પોતાને ને પરને શાંતી તુષ્ટી પુષ્ટી રીધી વૃદ્ધિ કલ્યાણ મંગળ જય વિજય મોક્ષ પરમમહોદય થાય તેમ કરજો ॥ એજ લખનારનો વિચાર છે તે પર પ્રભુ પુરતી કરશે સહી ॥ સમાપ્ત ॥

॥ दुहो ॥

आतमज्ञान विचारीने, जीननी सेवा साध,
जीन देव दर्शन थकी, मिटि जाय तव बाध.

## નીત્ય ભાવના.

પુર્વે મુની દયાચંદ વિજેના અમૃત સમાન વચનો મેં બાલ્યાવસ્થામાં સાંભળેલાં તે વચનો હુજી પણ યાદ આવે છે તથા પરમ ત્યાગી વૈરાગી નીત્યવિજયજીનાં વચનામૃતથી સુરતમાં દીનપ્રતિદીન ધર્મની વૃદ્ધી થઇ ને બે મહાત્મા પાસે નાની વયમાં જ્ઞાનાભ્યાસ કરવાથી ધર્મ બોધ પામેલા સુશ્રાવક પરમ ઉપગારી ઘેહેલાભાઇ વજેચંદનો મને વારંવાર બોધ મળવાથી પોસા, પ્રતિક્રમણ, સામાયિક

વિગેરે ક્રીયામાં પ્રવિણતા મેળવી તથા શાંતદાંતાદી ગુણાલંકૃત સુશ્રાવક કલ્યાણભાઇના વચનામૃતરૂપ જ્ઞાન બોધ પામવાથી વાશી, વીડલ, રાત્રી ભોજન, સચિત ત્યાગ તથા શ્રાવકનાં બાર વૃત્તાદી અભીગ્રહ લઇ ગૃહસ્થપણામાં તિર્થ જાત્રા ક્રીયા અનુષ્ઠાન કરતાં વર્ષ ૧૬ શ્રાવકવૃત્ત નિયમ પાળીને કુટુંબની રાજીખુશીથી સંવત ૧૯૪૩ ના વૈશાક સુદ ૬ ને દિવસે અંતરના વૈરાગ્યથી અમદાવાદ જઇ પન્યાસ સિદ્ધી-વિજયાદિ સંઘ સમક્ષ પંચ મહાવ્રત લઇ અલ્પ કીંચીત સંસ્કૃત જ્ઞાનાભ્યાસ થવાથી સુત્ર સિદ્ધાન્ત વાંચતાં, ક્રીયા અનુષ્ટાન કરતાં આત્મ હીતમાં કાળ નિર્ગમન થયો. તે સર્વે ઉપગારીનો ઉપકાર છે ને તે ઉપકારનો બદલો હું કયારે વાળીશ એવી ભાવના ઇચ્છા રહે છે.

ઇતિ શાંતિ:, શાંતિ:, શાંતિ:;

લેખક કમળવિજયજી.

---

# સુચના.

## નવકાર મંત્ર વિવેચન.

નવકાર મંત્રનું મહાત્મ્ય કેવું છે તેનું યથાર્થ જાણપણું તો નાના માણસથી તે વૃદ્ધ સુધીમાં કોઇ પુન્યશાળીનેજ હશે. પંચ પરમેષ્ઠી, નવપદ, તથા નવકાર મંત્ર એ

ચૌદ પુર્વનો સાર છે તેનો મહીમા જ્ઞાની જાણે પણ વચનથી વિસ્તાર કહેતાં પાર આવવો મુશ્કેલ છે. વળી એ નવકાર મંત્ર બાલગોપાલાદી વૃદ્ધ ગણે પણ તેમાં શુદ્ધ ઉચ્ચાર અને સ્થીર ચીત્તથી ગણુવા વાલા તો પ્રાયે થોડા હશે; વળી કહ્યું છે કેઃ—

## દુહો.

માલા તો ભલી કાષ્ઠકી, બીચમે પોયા સુત.
માલા બીચારી કયા કરે, જપને વાલા કપુત્ત;

વળી આત્મ હીતેચ્છુએતો રાત્રીના ચોથા પહોરે અથવા બ્રહ્મકાલે (બે ઘડી પાછલી રાત્રે) નમો અરિહંતાણં પદથી આખો નવકાર ગણુતો થકો શ્રાવક જાગૃત થઇને વીચાર કરે કે તું કોણ ? કયાંથી આવ્યો ? કયાં જવાનો? શું ભક્ષ્યાભક્ષ્ય છે ? શું તારે કૃત્યાકૃત્ય છે ? પછી પોતાને યોગ્ય ધર્મ કૃત્ય નિયમાદિક યાદ કરે પછી શુદ્ધ વસ્ત્ર પહેરી સ્વચ્છ સ્થાને પુર્વ દિશકે ઉત્તર દિશિ સામુ મુખ કરી બેશી નવકાર મંત્રનો જાપ કરે. તે જાપ ત્રણ પ્રકારનો છે. જઘન્ય, મધ્યમ, ઉત્કૃષ્ટ, કમલાદીક વિધિએ ઊત્કૃષ્ટ જાપ જાણવો. નોકારવાલીએ ગણે તો બીજો મધ્યમ જાપ, મોન તથા સંખ્યા વીના મન સ્થીર વીના ફરતો ગણે તો તે ત્રીજો જઘન્ય જાપ જાણવો; વલી એ નવકાર મંત્રનું મહાત્મ્ય ફલ આ પ્રમાણે કહેલુ છે.

# अथ श्रावक दिनकृत्य.



શ્રાવકે હંમેશાં બે ઘડી પાછલી રાતે ઉઠીને મનમાં નવકાર મંત્રનું સ્મરણ કરવું ને હું કોણ છું? ક્યાંથી આવ્યો? ક્યાં જવાનો? મારે કૃત્યાકૃત્ય શું છે? પછી પોતાના દેવ, ગુરૂ, ધર્મ તથા આત્માનો અને પોતાના કૃત્યનો વિચાર કરવો. પછી સામાયિક અને રાઇપડિક્કમણું કરી રાત્રીએ કરેલા પાપોની આલોયણ લેઇને યથાશક્તિ પચ્ચખાણ કરવું.

પછી પ્રભુનાં સ્તવન વિગેરે કહી ચૌદ નિયમ ધારવા. પછી યત્નાપૂર્વક દહેરે જવું. પ્રભુની દ્રવ્ય તથા ભાવપૂજા કરવી. તેની કિંચિત્ વિધિ નીચે બતાવે છે. લીલફુલ તથા જીવ રહિત શુદ્ધ ભૂમિ જોઇને સ્નાન કરીને અંગુચાથી દીલ સાફ કરવું પછી પૂજાને વાસ્તે જુદાં રાખેલાં વસ્ત્ર પહેરવાં એક સાડી ઉત્તરાસણ કરવું આઠપડો મુખકોશ બાંધવો પછી દેરાસરમાં ૮૪ આશાતના ટાળવી તેમાંની મોટી આશાતનાઓ દશ નિચે પ્રમાણે—

૧. પાન સોપારી પ્રમુખ ખાવી. ૨. પાણી પીવું. ૩. ભોજન કરવું. ૪. પગરખાં પહેરી રાખવાં. ૫. મૈથુન સેવવું. ૬. પથારી કરી સુવું. ૭. થુંકવું. ૮. ગળફો નાંખવો. ૯. પિશાબ કરવો. ૧૦. ઝાડે જવું જુગટે રમવું એ દશ

આશાતના તો અવશ્ય ટાળવી. પછી જીન પ્રતિમાની વિનય-પૂર્વક પોથો તથા વાલાકુંચી કરવી અંગલોહણુ કરી દ્રવ્ય એટલે કેશર, બરાસ, ફુલ, પુજા કરવી તે અંગપૂજા અને અક્ષત, ધુપ, દીપ, નૈવદ્ય અને ફલાદિકથી પૂજા કરવી તે અગ્રપૂજા કહેવાય છે. પૂજા કરવાની આંગળીના નખને કેશરમાં બોળવો નહી. તેમ પ્રતિમાજીને પણ અડકે નહિ તેમ પ્રભુના નવ અંગે પૂજા કરવી તે આ રીતે—

૧ જમણા તથા ડાબા પગના અંગુઠે.

૨ જમણે ડાબે ઢીંચણે.

૩ જમણે ડાબે કાંડે.

૪ જમણે ડાબે ખભે.

૫ મસ્તકે. ૬ લલાટે. ૭ કંઠે. ૮ છાતીએ.

૯ નાભીએ. એ રીતે નવ અંગે પૂજા કરવી. તથા સિદ્ધચક્રની પૂજા કરતાં અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય, સાધુ, જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ એ રીતે નવપદની પુજા કરવી પછી માંગલીકને અર્થે અષ્ટમંગલીક આલેખવા. પછી ભૂમી પૂંજી ત્રણ ખમાસમણ દઈ ચૈત્યવંદન કરવું. દશત્રિક સાચવવા તે કહે છે.

૧ ત્રણ નિસિહીતે ઘર વ્યાપાર છોડવારૂપ પ્રથમ બારણે કહેવી. ૨ બીજી દહેરા સંબંધી વ્યાપાર છોડવારૂપ ગભારામાં પેસતાં કહેવી. ત્રીજી દ્રવ્ય પુજા છોડવારૂપ ચૈત્ય-

વંદન કરતા પહેલાં કહેવી. ત્રણ પ્રદક્ષિણા જ્ઞાન, દર્શન, ચારિત્ર આરાધવા રૂપ. ત્રણ પ્રણામ બે હાથ જોડી પ્રણામ કરવો તે, કેડનો ભાગ નમાવી કરવો તે બીજો, ખમાસણુ દઇ કરવો તે ત્રીજો. ત્રણ પૂજા તે અંગપૂજા, અગ્રપૂજા, ભાવપૂજા૦ ત્રણ અવસ્થા પ્રભુની ભાવવી. ૬ દિશીત્રીક ત્રણ દિશિટાળીને ફકત પ્રભુના મુખસામી નજર રાખવી, ત્રણ વાર ભૂમી પ્રમાર્જન કરવું ૮. ત્રીકવર્ણ અક્ષર આલંબન, વર્ણ આલંબન. ત્રણ મુદ્રા ૧ યોગ મુદ્રા તે બે હાથ જોડી માંહો માંહે આંગળી જોડવી. ૨ જીન મુદ્રા તે બે પગની નીચે ચાર આંગળ માર્ગ મુકી કાઉસગ્ગ કરવો. ૩ મુકતા સુકિત મુદ્રા તે કમળના ડોડાને આકારે બે હાથજોડી સ્તુતિ કરવી. ૧૦ ત્રણધ્યાન ૧ જાવંતિ ચેઇ આઈ ૨ જાવંત કેવિસાહુ ૩ જયવીયરાય ઇતિ દશત્રિક સંપૂર્ણ. હવે દેરાસરમાં જતાં પાંચ અભિગમન સાચવવાં તેનાં નામ—૧ સચિત ફલાદિકનો ત્યાગ. ૨ અચિત વસ્ત્રાદિકનું ધારણ કરવું. ૩ એકસાડી ઉ-તરાસણ કરવું. ૪ એકાગ્રચિ-ત કરવું. ૫ દુરથકી પ્રણામ કરવા. હવે રાજાને પાંચ અભિગમન સાચવવા તે ખડગ, છત્ર, ચામર, મોજડીઓ એ પાંચે દહેરાની બહાર મુકવાં. એ રીતે દ્રવ્ય પૂજા તથા ભાવ પુજા કરવી. પછી ગુરૂવંદન વાસ્તે ઉપાશ્રયે જઈ ત્યાં વ્યાખ્યાન એકચિ-તે સાંભળવું. પછી દોષ રહીત સુજતો આહાર સાધુને વહોરાવીને પછી ભોજન કરવું. પછી વ્યાપાર શુદ્ધ કરવો. ઓછુ અધિકું આપવું લેવું નહિ. જુઠી સાખ

ન પુરવી, જુઠા લેખ ન કરવા. વળી અનંત કાય બાવીશ અભક્ષ્ય વિગેરે ખાવા નહિ.

રાત્રિ ભોજન કરવું નહી તેને માટે અન્યમતના પુરાણમાં પણ બહુ પાપ લાગે છે એમ કહેલું છે. વલી સાજી, સાબુ, લોહ, ગળી, મધુ, ધાવડી વિગેરે જણસો શ્રાવકે વેચવી નહી. તેમાં ઘણો દોષ છે. પાણી બે વાર ગળવું. બ્રહ્મચર્ય પાળવું. પાંચ તિથી આરંભ કરવો નહીં. અસત્ય વચન બોલવું નહિ. શુદ્ધ સમક્તિ પાળવું. પાપનું મુળ જે પંદર કરમાદાન તે ટાળવાં અનર્થ દંડ કરવો નહિ. અસત્ય વચન બોલવું નહિ. સારા કાર્યમાં દ્રવ્ય લક્ષ્મીનો વ્યય કરવો, વાપરવી. પરોપકાર કરવો. દિવસ થોડો બાકી રહે ત્યારે ચઉવિહાર કરવો. પછી દેવસી પ્રતિક્રમણ કરી દિવસનાં પાપ આલોવવાં. પછી મનમાં અરિહંત, સિદ્ધ, સાધુ, કેવલી ભાષિત ધર્મ એ ચાર શરણ યાદ કરવાં. મનમાં શેત્રુંજાદિકની જાત્રાનો ભાવ રાખવો.

અને પછી સુઇ જવું આ કરણી શ્રાવક બરોબર પાલે તો અવશ્ય પાપથી મુકાય છે. વળી પ્રતિક્રમણ ન બને તો સામાયિક વિગેરે ધર્મ ક્રિયા કરવાથી, કર્મ પાતળા પડે. મોક્ષ સુખ પામે.

કંદ મુળ તથા રાત્રી ભોજન ન કરવું. તિથિઓ પાળવી ઇત્યાદી ઘણા નિયમો શ્રાવકે પાળવા. ઇતિ શ્રાવક દિનકૃત્ય સંપૂર્ણ.

# દુહા.

જીન પુજી પાવન મને, ગણે લાખ નવકાર,<br>
તે તિર્થંકર પદ લહે, માનવને અવતાર, ૧

ન અક્ષરથી નાસીએ, શત સાગરનુ પાપ;<br>
એક પદે પચાશના, સાગરે જાયેપાપ. ૨

સકલ પદે પણ સય, સાગર અઘ નાસંત,<br>
ગયા જાય જાસે વલી, જે સેવે એ મંત; ૩

હ્રદય ગુફામાં નવ પદો, વસે કેશરી સીંહ,<br>
કર્મ મતંગજ નવી રહે, સંચિત પુરવ એહ; ૪

જીન શાશનનો સાર છે, ચોદ પૂરવ ઉધાર.<br>
જશ મન એહની આસતા, શું કરે તસ સંસાર; ૫

ઇત્યાદિ મહાત્મ્ય ગુરૂ ગમથી સમજી એ મંત્રનો જાપ સ્મરણ કરે તે ઇહ લોકમાં મનુષ્ય સબંધી સુખ, પરલોકે દેવતા સંબંધિ સુખ પામે છે. કોને કોને એ મંત્ર ફલદાયી થયો તે આ પ્રમાણે ભીલ ભીલડી રાજા રાણી થયાં. વળી એ મંત્રથી રાજસીંહ મોટો રાજા થયો. શ્રીમતીને એ મંત્ર પ્રભાવે ફણીધર ફીટી ફુલની માલા થઇ શીવ કુમારને એ

મંત્ર પ્રભાવે સોનાનો પુરૂષ થયો, ઇત્યાદિ ઘણાના કાર્ય સિદ્ધ એ મંત્રના પ્રભાવે થયાં છે તે અધિકાર આ પુસ્તકમાં ઇહલોકના ફળ સંબંધિ ત્રણ કથાઓ તથા પરલોકમાં દેવતાના સુખ સંબંધિ ત્રણ કથાઓ એ પ્રમાણે છ કથાઓનું વિશેષ ફળ મહાત્મ્ય જાણી ભવ્ય પ્રાણીઓ આત્મહિત કલ્યાણ કરે એવા હેતુથી આ અપુર્વ લાભકારી મહાત્મ્ય પુસ્તક દ્વારા પ્રસિદ્ધ કરવા આ લેખકનો અભિપ્રાય હતો અને વળી કેટલાક શ્રાવકના કહેવાથી અજ્ઞ સુજ્ઞ એ મંત્રનું સ્મરણ કરી લાભ લે એવી ઉપકાર બુદ્ધિથી આ પુસ્તક લખવાનો ઉમંગ વધ્યો. કેમકે જ્ઞાનીઓએ કહ્યું છે કે (शुभे यथा शक्ते यतनियं) શુંભ કાર્યમાં યથા શક્તિ ફોરવવી માટે મારી અલ્પ મતિ પ્રમાણે આ પુસ્તક જૈન સમાજ સમક્ષ મુકવાનો નિર્ણય કર્યો અને મારી અલ્પ મતિ પ્રમાણે મેં પ્રથમ જીનગુણ સ્તવનાવળી રચવાનો પ્રયત્ન કર્યો હતો; અને આ બીજી વાર આ પુસ્તકનો સંયોજનનો પ્રયત્ન કર્યો છે.

વલી જેવો નવકાર મંત્રનો ચમત્કાર છે તેવોજ બીજા મંત્રોનો તથા રૂષી મંડળ સ્તોત્ર વીગેરેનો અપુર્વ ચમત્કાર મહાત્માઓના જાણવા દેખવામાં હશે પણ હાલના સમયમાં દિનપર દીન વીનય વિવેકની ન્યુનતાને લીધે ગુરૂગમ વિના તે વસ્તુઓનો અપુર્વ લાભ ભવ્ય પ્રાણીઓ લઇ શકતા નથી.

આ મંત્રાધિરાજના પ્રભાવે ભુત, પ્રેત, પીશાચ, ડાકેણુ, શાકેણુ, આધિ, વ્યાધિ, રોગ, શોગ, સંતાપ ઉપશમે છે. અને ઇચ્છીત કાર્ય સીધ્ધ થાય છે માટે પ્રમાદ, આલસ, નિદ્રા વિકથા દુર મુકી જે ભવ્ય પ્રાણી ગુરૂગમ લેઇ સાધ્ય દષ્ટી સાધ્યમાં રાખી; સાધન જે મનુષ્ય. એ મંત્રનો જાપ સ્મરણુ કરશે તે ઇહલોક પરલોકમાં રિદ્ધી સિદ્ધી સુખ સંપદાપામી યાવત્ મોક્ષના શાશ્વતા સુખ પામશે એજ હમારો હિત ઉપદેશ છે. કીં બહુના.

શાંતિઃ શાંતિઃ શાંતિઃ

સુરત. } લી. પન્યાસજી સિધ્ધિવિજયજીના શીષ્ય કમળવિજયજી.



|| श्री वीतरागाय नमः ||

પ્રથમ નમું અરિહંતને, સિધ્ધ પછી આચાર્ય ॥
ઉવજ્ઝાય સાધુ વાંદતાં, પામે ભવનો પાર ॥ ૧ ॥

## ॥ શ્રી નવકાર મહીમા પ્રારંભઃ ॥

नवकार इक्क अक्खर, पावं फेडेइ सत्त अयराणं ॥
पन्नास च पएणं, सागर पणसय समगोणं ॥ १ ॥
जो गुणइ लक्खमेगं, पूणइ विहीइजिण नमुक्कारं ॥
तिथ्थयर नाम गोयं, सो बद्धइ नथ्थि संदेहो ॥ २ ॥

શ્રી નવકાર મંત્ર શુદ્ધ ભાવે નિર્મળ ચિત્તે પવિત્ર મનથી ગુરૂ આજ્ઞાનુંસાર દીનદીન ચઢતે પરિણામે દ્રઢ શ્રદ્ધા સહિત સ્મરતાં ઇહલોકે અને પરલોકે અર્થાત્ ત્રણ ભુવનને વિષે કલ્પવૃક્ષસમ સકલમનવાંછિત કાર્ય સીઝે. આ લોકને વિષે દેવતાઓ સાનિધ્ય કરે. પુર્વે સુગુપ્ત નામે એક વ્યવહારિયા શ્રાવકની પુત્રી નામે શ્રીમતી એ નવકાર મંત્રનું આરાધન કર્યું હતું. કે જેના પ્રભાવે કરી ઝેરી સર્પ પણ સુગન્ધમય પુષ્પની માળા થવાથી સર્વે અજાયબી પામ્યાં હતાં આ સ્થળે શ્રોતાજનના હિતાર્થે સંક્ષેપમાં યથાર્થ શ્રીમતીની કથાનો પ્રારંભ

પૂર્વે આ જંબુદ્વીપના ભરતક્ષેત્રને વિષે અમરાપુરી સમાન પોતનપુર નામે અદ્વિતીય શહેર હતું અને તે નગરમાં સુગુપ્ત નામે એક વ્યવહારિયો શ્રાવક રહેતો હતો. તેને નામ પ્રમાણે ગુણ ધારણ કરનારી એક શ્રીમતી નામે પુત્રી હતી જે બાળાની ધર્મ પ્રત્યે પૂરણ પ્રીતિ હતી, અને ધર્મકાર્યમાં ચુસ્ત થઇ રહેતી હતી એકાદ કોઈ મીથ્યાત્વી (અન્યદર્શની) શ્રેષ્ઠીનો પુત્ર આ ભદ્ર બાળાનું સ્વરૂપ દેખી મોહ પામ્યો, અને તે દીવસથી શ્રીમતીના વિરહે ચિંતા ગ્રસ્ત થઇ વિષયાંધ પણે નિર્લજજતાથી પોતાના પિતાને કન્યા માંગવાનુ કહ્યું પણ પોતે મિથ્યાત્વી હોવાથી કન્યાના બાપે જયારે માગું પાછું ઠેલ્યું ત્યારે પોતે નિરુપાય થઇ કપટી પણે શ્રાવક થઈ શુભ તિથિ વારે પંચ સમક્ષ શ્રીમતીનું પાણીગ્રહણ કરી સ્વેચ્છાનુસાર પોતાને ઘેર લાવ્યો શ્રીમતી પોતાને સાસરે આવી ગૃહકાર્યમાં પ્રવૃત્ત રહેવા લાગી અને પોતાનો જૈન ધર્મ પાળયા લાગી.

અને શ્રી જીનાજ્ઞાનુંસારે શંકા, આકાંક્ષા, અતીચાર રહિત એવા શુદ્ધ સમ્યકત્વને સેવવા લાગી આ પ્રમાણે પોતાની ધર્મક્રીયા કરતી જોઇ તેની સાસુ તથા નણુંદ વિગેરે કે જે સઘળાં પૂર્ણ મિથ્યાત્વી હતાં તેમનાથી જોઈ શકાયું નહીં તેમજ શ્રીમતી પોતે કંઇ પણ મિથ્યાત્વ આદરતી નહીં હોવાથી તેની સાસુ નણુંદ વિગેરે તેને પગલે પગલે

ખીજવતા હતાં. તથાપિ શ્રીમતી પોતાના કર્મને દોષ દે, પોતાના આત્માને નિન્દે, પરંતુ કોઈના પર દ્વેષ દૃષ્ટિએ જોતી નહીં તેમ પોતાનો પૂર્ણ પવિત્ર એવો જે ધર્મ તે પણ ચુકતી નહીં. આવી રીતે શ્રીમતીનું વર્તન જોઇ કુટુંબનો પ્રેરેલો એવો જે ભરથાર તે પણ શ્રીમતી પર દ્વેષ ધારણ કરવા લાગ્યો અને કોઇ પણ રીતે શ્રીમતીને મૃત્યુ પમાડી બીજી સ્ત્રી પરણવાની ઇચ્છા કરવા લાગ્યો એકદા ભરથારે મહાકાળ વિકાળ દારૂણ સર્પ ઘડામાં ઘાલી ઢાંકીને સુવાના ઓરડામાં એકાંત સ્થળે તે ઘડો મુકયો અને સુવાનો અવસર થતાં વાસ ભુવનમાં આવી શય્યા પર બેઠો, અને શ્રીમતીને કહ્યું કે જા. ઘરમાં અમુક સ્થળે ઘડામાં પુલની માળા મુકી છે તે લઇ આવ, તે સાંભળી શ્રીમતી મહા વિનીત ત્યાં જઈ શ્રી નવકાર મંત્રનું સ્મરણ કરી ઢાંકણી ઉઘાડી ઘડામાં હાથ ઘાલ્યો તે વારે શ્રી નવકાર મંત્રના પ્રભાવે શ્રી શાસન દેવતાએ તુષ્ટ થઈ સર્પને ફેડી સુગંધમય પુષ્પની માળા કીધી. શ્રીમતીએ તે પુલની માળા લઈને પોતાના ભરથારને આપી તે દેખી ભરથાર ચમત્કાર પામ્યો. અને વિચાર કરવા લાગ્યો કે એ શું થયું ? ત્યાં જઈને જોતાં ઘડામાં સાપ નહીં દેખાવાથી તેમજ સાપને બદલે સુગંધમય પુલોથી ઘડો બહેકી રહેલો જોઈ પોતે જાણ્યું કે જરૂર એને દેવતાની સહાય છે અને હું અભા-

ગીયો એના પ્રત્યે માઠું ચીંતવું છું પણ એનો ધર્મ રૂડો દેખાય છે, એમ વિચારી સ્વજન કુટુંબને એકઠાં મેળવી સરવે હકીકતથી વાકેફ કર્યાં ત્યારે સૌ મલી શ્રીમતીને ખમાવીને તેની પ્રશંસા કરવા લાગ્યાં અને તેના ગુણપર અનુરાગ ધરવા લાગ્યાં એકવાર અવસર આવી મલવાથી શ્રીમતીએ પોતાના ભરથારને શ્રીજીનપ્રણીત ધર્મ સમજાવ્યો. કર્મ વિવરને યોગે તે કપટી શ્રાવક ભરથાર પ્રતિ બોધપામી શુદ્ધ સમક્તિ સહિત બાર વ્રતધારી શ્રાવક થયો. ત્યાર બાદ કેટલોક કાળ વ્યતીત થયો પછી પુન્યોદય દશા પ્રાપ્ત થતાં દીક્ષા આદરી સંયમ પાળી યાવજ્જીવિત્ પર્યંત જૈન ધર્મ આરાધી કર્મ શત્રુને હણી સર્વ પાપ આલોઈ સર્વ જીવને ત્રિવિધે ત્રિવિધે ખમાવી અણસણ કરી મુક્તિ પોત્યો.

## ॥ इति श्री इहलोकपर श्रीमती कथा सपूर्णम् ॥

યથા વળી નવકારને: પ્રભાવે અનેક સંકટ ભાજે, અનેક પ્રકારે રિદ્ધિ, સિદ્ધિ, બુદ્ધિ, લક્ષ્મીની પ્રાપ્તિ થાય. પૂર્વે શિવકુમારની પેરે દરેક દુર્લભ વસ્તુની પ્રાપ્તિને પામે. અત્રે ભવ્ય જીવોના હિતાર્થે **શિવકુમારની** કથા પ્રારંભ.

પૂર્વે રત્નપુર નામે નગરમાં એક **યશોભદ્ર** નામે શ્રાવક રહેતો હતો તેને **શીવકુમારનામે** દ્યુતાદિ સાત વ્યસનને સેવનારો પુત્ર હતો પોતાના પુત્રમાં આવા કુવ્યસનોએ વાસ કરેલો

જોઈ તેનો પિતા, તેને ઘણું એ સમજાવે છતાં છારપર લીંપણ સમાન તે અધમ પુત્ર કાંઈપણ કાને ધરે નહીં તેમ કોઇ ધાર્મિક કાર્યાદિ સૂઝે નહીં જ્યારે **યશોભદ્ર**નો અંતઃકાળ પાસે આવ્યો ત્યારે તેણે પોતાના પુત્રને બોલાવી આદર સત્કાર કરીને પાસે બેસાડી નમ્ર વચને કહ્યું કે:–હે પુત્ર જે વારે તને અસહ્ય સંકટ પડે તે વારે **શ્રીનવકાર મંત્ર**નું સ્મરણ કરજે. **શિવકુમારે** પિતાની દાક્ષિણ્યતાથી તે માન્ય રાખ્યું અને અંત સમય પુરો થતાં તેનો પિતા પરલોકે પહોંત્યો શિવકુમારે સાત વ્યસનોએ કરી સઘળી લક્ષ્મી ગુમાવી માન યશ કીર્તિ ગુમાવી, નિર્ધનાવસ્થાને પામ્યો, એકાદ પ્રસ્તાવે તેને એક ત્રિદંડીયો મળ્યો શિવકુમારે પોતાની નિર્ધનપણાની વાત તેને કહી તેવારે તે ધૂર્તત્રિદંડી કહે કે જો તું મારા કહેવા પ્રમાણે કરે તો તને લક્ષ્મીથી ધનવંત કરૂં ધર્મને નહીં જાણનાર બિચારા **શિવકુમારે** તેના પર વિશ્વાસ રાખી હા કહી. તેવારે તે ત્રિદંડીએ શિવકુમાર પાસે એક મૃત મનુષ્યનું કલેવર મંગાવ્યું અને કાળી ચૌદશની મધ્યરાત્રિએ મસાણ ભૂમિએ જઈ માંડલું માંડયું. મૃતકના હાથમાં ખડગ આપી શિવકુમારને કહ્યું કે આ મૃતકના પગનાં તળીયાં ઘસ, એમ કહી પોતે મંત્ર જાપ હોમ હવન કરવા લાગ્યો. તે દેખી શિવકુમાર વિચારવા લાગ્યો કે માયાવી ત્રિદંડીએ આ સઘળો ઉદ્યમ મને મારવા

સારૂ કર્યો છે, માટે આ મૃતક ઉઠી ખડગવતી મને જરૂર હણુશે. માટે હવે શું કરૂં ? અહીંથી નસાય તેમ પણ નથી આવી રીતે સંકટમાં સપડાયલા તે શિવકુમારને પોતાના પિતાના અમૂલ્ય વચનો યાદ આવ્યાં અને તે વચનો આવા કઠણ સંકટમાં અજમાવવાની ઊત્કંઠા થઈ તેથી પોતે શુદ્ધ હૃદયથી એકાગ્ર ચિત્તે નવકાર મંત્રનું સ્મરણ કરવા લાગ્યો. અહીં ત્રિદંડીના મંત્રે કરીને મૃતક સ્હેજે સળસળીને ઉઠવા લાગ્યું પરંતુ **નવકાર મંત્રના પ્રભાવે** પાછું નીચે પડયું તેથી વિશેષ એકાગ્ર ચિત્તે સ્મરતાં ત્રિદંડી વિચારવા લાગ્યો કે મારા જાપમાં કાંઈ ન્યુનતા રહી ગઇ છે તેથી એમ થયું હશે. એવું જાણી ફરીથી મંત્રોપચાર કરવા લાગ્યો પૂર્વની પેરે મૃતક મંત્રના બળે ઉભું થવા જાય છે તેટલામાં વળી પુનઃ નીચે પડયું તેવારે તે ત્રિદંડી ભય પામતો થકો શિવકુમાર પ્રત્યે કહેવા લાગ્યો કે તને કાંઈ મંત્ર આવડે છે ! શિવકુમારે ના કહી પરંતુ હૃદયને વિષે શ્રી નવકાર મંત્રનું સ્મરણ જારી રાખ્યું પુનઃ ત્રિદંડીએ જાપ શરૂ કર્યો એટલે વૈતાલનું અધિષ્ટિત મૃતક ઉઠયું, પરંતુ નવકાર મંત્રના પ્રભાવે શિવકુમારને પહોંચી શકયું નહી તેથી ક્રોધિત થઈ તે મૃતકે ખડગવતી ત્રિદંડીનું શિર છેદી નાખ્યું એટલે મંત્રના મહિમાએ કરી ત્રિદંડી મટી સોનાનો

પુરૂષ થયો તે વારે શિવકુમારે પુરૂષને ભૂમિમાં છૂપાવી નગરમાં આવી સર્વે વૃત્તાન્ત **દમિતારી** રાજાને કહ્યો અને રાજાનો આદેશ (હૂકમ) પામી મ્હોટા ઓચ્છવ પૂર્વક શિવકુમારે તે સોનાનો પુરૂષ પોતાને ઘેર આણ્યો દીવસે તે પુરૂષનું મસ્તક અને કોટ સિવાય સઘળા અંગોપાંગનું સોનું કાપી કાપીને વાવરે અને રાત્રે પાછું દેવાનુભાવે પૂર્વની માફક તેવાંજ આંગોપાંગ નવાં આપે એમ નિરંતર કરતાં કેટલેક દીવસે મોટોં ધનવંત વ્યવહારિઓ થયો અને તનમનથી ધર્મનું સેવન કરવા લાગ્યો અનુક્રમે પુન્યોદય દશા પ્રાપ્ત થતાં ગુરૂને સંયોગે ધર્મના મર્મ જાણી સુવર્ણમય જીનપ્રાસાદ કરાવી મણીમય પ્રતિમા ભરાવી રૂડી રીતે ધર્મ પાળી કર્મ ક્ષપાવી મોક્ષે પોહોંચ્યો.

## इति श्रीशिवकुमार कथा संपूर्णम्

આવી રીતે અનેક સ્થળે શ્રી નવકાર મંત્રના પ્રભાવે કરી દુર્લભ કાર્યો તે પણ સુલભ થાય છે અને ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિ થાય છે, તેમજ મરણાંત સંકટથી પણ પ્રાણી નવકારને પ્રભાવે મુક્ત થાય છે. અત્રે નવકાર મંત્રના પ્રભાવે મરણાંત સંકટથી છૂટેલા એવા જીનદાસ શ્રાવકનો વૃત્તાન્ત જાણવા જોગ હોવાથી અત્રે જણાવવાને ઉત્સાહ થાયછે.

## શ્રી જિનદાસ શ્રાવકસ્ય કથા પ્રારંભઃ

પૂર્વે **ક્ષિતિપ્રતિષ્ઠિત** નામના નગરમાં **બલદેવ** નામે રાજા રાજ્ય કરતો હતો તે નગરમાં એકાદ ચોમાસાની ઋતુમાં અત્યંત વરસાદ પડવાથી નદીમાં પૂર આવ્યું તે જોવાને ઘણા લોકો ગયા હતા ત્યાં નદીના પૂરમાં એક મોટું પાકું બીજોરૂં તણાતું આવતું દેખી ત્યાં ઉભેલા કોટવાલે એક તરનાર માણસને નદીમાં ઉતારીને તે બીજોરૂ કઢાવ્યું પછી તે અતિ સુંદર અને સુગંધમય હોવાથી કોટવાલે રાજાને ભેટ તરીકે આપ્યું. આ મધુર સુગંધમય સ્વાદિષ્ટ ફલ દેખી રાજા ઘણો વિસ્મય પામ્યો, અને તેણે કોટવાલને પૂછયું .કે આ ફળ તમે કયાંથી લાવ્યા ? જવાબમાં કોટવાલે જણાવ્યું કે તે નદીમાં તણાતું આવેલું છે એવું સાંભળી રાજાએ કોટવાલને કહ્યું કે નદીના કાંઠે કાંઠે જાઓ અને તપાસ કરો કે તે ફળ કઈ વાડીનું છે અને કયે સ્થાનકેથી આવ્યું ? એવું સાંભળતાંજ તુરત કોટવાલે પોતાના સેવકોને તપાસ કરવા માટે મોકલ્યા. આ સેવકો જોતાં જોતાં ઘણી ભૂમિ સુધી ગયા ત્યારે ત્યાં એક વાડી દીઠી તેમાં પેસવાનું કરે છે એવામાં ગામના લોકોએ આવીને કહ્યું કે ભાઈઓ ! તમો એ વાડીમાં જશો નહીં કેમકે એ વાડીનું ફળ જે કોઇ લેછે તે ત્યાં તુરતજ મરણ પામે છે આ લોકોના આવાં વચનો સાંભળી સેવકો ભય

પામીને પાછા આવ્યા, અને રાજાને સઘળી બીના કહી રાજા અ ચંબો પામ્યો પરંતુ રસેન્દ્રિવશ થયેલ રસલંપટ રાજાએ કહ્યું કે નગરમાં અનુક્રમે સર્વે લોકોના વારા બાંધો રાજાનો હુકમ સાંભળીને કોટવાલે સર્વે નગરના લોકોના નામની ચિઠ્ઠિઓ કરી કોરા ઘડામાં નાખી મુકી તે રોજ પ્રભાતે એક કુમારિકાને બો લાવીને એક ચીઠ્ઠિ વગર જોયે કઢાવતો અને તેમાં જેનું નામ નીકલે તે માણુસ જીવિતવ્યથી નિરાશ થઈ કંપતે હૈયે અને ધ્રૂજતે પગે વાડીએ જઈ અને ઝાડ ઉપરથી બીજોરૂં તોડી નદી માં વ્હેતુ મુકે તે માણુસ ત્યાંજ મરણ પામે અને કોટવાલ નદી કાંઠે જઈને તરતું આવતું બીજોરૂં લઇને રાજાને ભેટ કરે એમ કેટલાક દીવસ ચાલવાથી વસ્તી ઘટવા લાગી અને નગરના રહેનારા સૌ કોઈ રાજાને ઘણુંએ સમજાવે પણ રાજાના દીલમાં કંઈ ઠસે નહીં. આ પ્રમાણે કેટલાક દીવ સ પછી **જીનદાસ** શ્રાવકનો વારો આવ્યો.

**જીનદાસ** નિર્ભયપણે સેવા પુજા વિગેરે ખટકર્મ કરી સર્વે કુટુંબ તથા ચોરાશી લાખ જીવાયોનીને ત્રિવિધે ખમા વી સાગારી અણસણ ઉચ્ચારી વાડીએ ગયો. અને ત્યાં જઈ નિર્ભયપણે મોટેથી નવકાર મંત્રનું સ્મરણ કરતો થકો વાડીમાં પેઠો તે વાડીનો એક વ્યંતર અધિષ્ટાયક દેવતા હતો તેપણ નવકારનાં પદ બોલતાં સાંભળીને મનમાં ચિંત વવા લાગ્યો કે પૂર્વેમેં આ શબ્દો સાંભલ્યાં છે એમ વીચા

રતાં જ્ઞાનનો ઉપયોગ દેતાં પોતાનો પૂર્વ ભવ પોતાને માલમ પડયો ને જોયું કે અહો !!! પૂર્વે હું સાધુ હતો ને દીક્ષા વીરાધી મરણ પામી વ્યંતર થયો. અરે ! એક દીવસ પણ શુદ્ધ આચારથી ચારીત્ર પાળેતો વૈમાનીક દેવ થાય. તે દીક્ષા મેં લઈને પ્રમાદને વશ થઇને વીરાધી તો હું વ્યંતર થયો. એમ પશ્ચાતાપ કરતો તે વ્યંતર દેવતા જીનદાસ શ્રાવક પાસે આવી પ્રત્યક્ષ થઈ બે હાથ જોડી સામે ઉભો રહી પગે લાગી નમ્રતાથી કહેવા લાગ્યો કે તેં મને બુઝ્યોને ધર્મ પમાડયો માટે આથી તું મારો ગુરૂ થયો માટે હવે તારે જે વરદાન માગવું હોય તે સુખેથી નિર્ભયપણે માંગી લે. એવું સાંભળી જીનદાસે કહ્યુ જો વરમાગ્યો આપતાહો તો કોઇ પણ જીવને મારી નહિ નાંખવો એવો નિયમ લ્યો, અને હમેશાં મને ઘેર બેઠાં એક બીજોરૂ લાવી આપવુ, વ્યંતરે તે માન્યુ ને જીવ દયા પાલક થયો, પછી જીનદાસ શ્રાવક શ્રીનવકારમંત્રના પ્રભાવે કરી વ્યંતર પ્રતિબોધી નિર્વીઘ્નપણે ઘેર આવીને, રાજા પાસે જઇને સઘળો વૃતાંત યથાર્થ કહયો, તેથી રાજા ઘણોજ ખુશી થયો પછી તે દીવસથી તે વ્યંતર દેવતા નિરંતર એક શ્રેષ્ઠ બીજોરૂં જીનદાસને લાવી આપવા લાગ્યો, ને તે લઈને જીનદાસ રોજ રાજાને ભેટ કરવા લાગ્યો, તેથી રાજાની તેના ઉપર અધીક પ્રીતી થઈ ને ગામના લોકના વારા બંધ થવાથી માણસો ભય રહીત

થવાથી જીનદાસનો ઘણોજ ઉપકાર માનવા લાગ્યા, ને તેની અત્યંત પ્રશંસા કરવા લાગ્યા એવી રીતે જીનદાસ શ્રાવકે શ્રી નવકારરૂ મંત્રના પ્રભાવથી ઉજ્જવલ કીર્તી પ્રાપ્ત કરી પરદુઃખ ભંજન પદ પ્રાપ્ત કર્યું, કેટલાક દિવસ પુર્ણ પ્રીતે શ્રી જૈન ધર્મ પાળી કર્મરૂપ કાષ્ટને બાળી ચોરાશી લાખ જીવાયોની મન, વચન, કાયાએ ખમાવી મૃત્યું પામી મોક્ષે ગયો ધન્ય છે તેને!!!

ઇતિશ્રી ઇહલોકે શ્રી નવકાર મંત્રના પ્રભાવ પર ભવ્ય જીવોના હિતાર્થે અનુક્રમે ત્રણ કથાકહી ઈતિ સંપૂર્ણમ્

॥ ઇતિ શ્રી જીનદાસ શ્રાવકની કથા સંપુર્ણ ॥

હવે ત્રણ કથાએ કરી પરલોકે શ્રી નવકારમંત્રના મહીમાનું ફળ બતાવે છે પુર્વે **વસંતપુર** નામના નગરમાં જીતશત્રુ નામે રાજા હતો અને પોતાના નામ પ્રમાણે ગુણ ધારણ કરવાવાળી એવી **ભદ્રા** નામે રાણી સહીત રાજ્ય કરતો હતો તે નગરમાં એક **ચંડપીંગલ** નામે ચોર રહેતો હતો તેણે ઘણી ચોરીઓ કરી નગરના જનોને ઉદ્વેગ પમાડયો હતો, એક વાર તે ચોર રાજ્ય ભંડાર તોડી માંહેથી રાણીનો અમુલ્ય હાર ચોરી એક **કળાવતી** નામની વેશ્યા કે જેના પ્રત્યે પ્રીતિ રાખતો હતો તેને આપ્યો, આ વેશ્યા કંઈક શ્રાવક અને કંઇક મીથ્યાત્વ આચાર વાળી હતી. કેટલાક દીવસો વીત્યા બાદ એકદા

મદન તેરશીનો પર્વ આવવાથી સઘળી ગુણિકાઓ સોળ શ્રૃંગારસજી ઉદ્યાન વિષે ક્રીડા કરવાને ગઈ તેમાં કળાવતી પણ ડોકમાં ચોરનો આપેલો હાર પહેરીને રમવા ગઈ ને ત્યાં રમતાં રમતાં જોવા આવેલી રાણીની દાસીઓની નજરે તે હાર જણાયો. એટલે દાસીઓએ જઇને રાણીને વાત કરી તેથી રાણીએ રાજાને વાત કરી રાજાએ સેવકો દ્વારા તપાસ કરાવી ચંડપીંગલ ચોરને કલાવતીના ઘરમાંથી પકડાવી મહા વીટંબના પુર્વક કષ્ટ આપી સુળીએ ચઢાવ્યો, તે વાત કલાવતીના જાણવામાં આવી એટલે તે ત્યાં સુળી પાસે ગઈ ત્યાં ચોરને સુળીએ ચઢેલો દેખી મનમાં વીચારવા લાગી, કે ઓહો ! મારે માટે જે આ અવસ્થા પામ્યો માટે આજથી એના સિવાય સર્વેને ભાઈ સમાન ગણીશ, એમ ચીંતવી શ્રી નવકાર મંત્રનો મહિમા કંઈક પોતાના જાણવામાં હોવાથી ચોરને તે નવકાર મંત્ર સંભળાવવા લાગી, ને ચોરને નિયાણુ કરાવ્યું. કે મરીને રાજાનો પુત્ર થાઉં એમ ચીંતવન કર એવી રીતે કરવાથી પાપીષ્ટ ચોર મરણ પામી શ્રી નવકાર મંત્રના પ્રભાવથી તે રાજા-પટરાણીની કુખે પુત્ર પણે ઉત્પન્ન થયો. ને નવ માસે જન્મ પામ્યો રાજા રાણીએ મહા મોહથી ઓચ્છવ કરી **પુરંદર કુમાર** એવું નામ પાડયું, આ બીના કલાવતીના જાણવામાં આવવાથી તે રોજ રાજાના આવાસમાં આવીને

પુરંદર કુમારને હુલરાવવા લાગી ને જયારે તે રૂદન કરે ત્યારે તે કહે કે હે **ચંડપીંગલ** રોઈશ નહીં. એમ પુર્વ ભવના નામે બોલાવે તેથી તે કુમારને જાતી સ્મરણ જ્ઞાન પ્રાપ્ત થયું ને પુર્વે તેનાજ મુખથી સાંભળેલો નવકાર મંત્રનો મહીમા જાણ્યો ને કેટલાક દીવસ પછી તેનો પિતા આયુષ્ય પુર્ણ કરી મરણ પામ્યો તેથી પુરંદર કુમાર રાજા થયો ને કલાવતીનો ઘણોજ ઉપકાર માનવા લાગ્યો. એવીજ રીતે ઘણો વખત તેના પર પ્રથમના કરતાં વિશેષ સ્નેહ કરવા લાગ્યો ને નિરંતર નવકાર મંત્રનું સ્મરણ કરવા લાગ્યો. એવી રીતે ઘણો વખત રાજ વૈભવ ભોગવી કીર્તી, કાંન્તિ, વિદ્યા, બુદ્ધી પ્રાપ્ત કરી રૂડી રીતે શ્રી જૈન ધર્મ સેવી કર્મ કલંકને ધોઇ સર્વ જીવાયોની ત્રીવિધે ખમાવી મરણ પામી મોક્ષે. ગયો હવે ત્રણ કથાએ કરી પરલોકે શ્રી નવકાર મંત્રના મહીમાનું ફળ બતાવે છે.

ઇતિ શ્રી પરભવ ફળ ઉપર ચંડપીંગળ ચોરની કથા સંપૂર્ણ.

વળી નવકારને ગણનારો નવકારના પ્રભાવે કરી મહા-પાપનો કરનાર પણ પરલોકે દેવતાની ગતિ પામે તે હુડંક **ચોરની** પેરે દેવતાની ગતિને પ્રાપ્ત કરે.

## દુંડક ચોરનો વૃત્તાંત નીચે લખીએ છીએ.

**પૂર્વેમથુરા નગરીમાં શત્રુમર્દન રાજા** રાજ્ય કરતો હતો તે નગરીમાં એક દુડંક નામનો ચોર ચોરીઓ કરી પ્રજા જનને પીડતો હતો. એકદા તેણે કોઈ વહેવારીઆના ઘરમાં ખાતર પાડી ઘણું સુવર્ણ ચોર્યું. એટલામાં શેઠનું કુટુંબ જાગી ગયું ને કોલાહલ કરવાથી કોટવાલ વીગેરે ત્યાં આવી પૂગ્યા ને સુવર્ણ સહિત તે ચોરને પકડી બાંધીને પ્રભાતે રાજા પાસે લઇ ગયા ત્યારે રાજાએ કહ્યું કે એને આખી નગરીમાં ચૌટે ચૌટે ફેરવી મહા વિટંબના પૂર્વક ફાંસીએ ચડાવી દો. હુકમથી શહેરમાં ઊદ્‌ઘોષણા [ઢંઢેરો] કરાવ્યો કે ચોરી કરવાનાં આવાં ફળ છે માટે હે લોકો આવાં કડવાં ફળ દેખી બીજા કોઈ ચોરી કરતા નહી. આ ચોરની ચીંતા પણ કરવી નહી. પછી રાજાએ ચાકરોને સુળી પાસે જઇને કહ્યું કે જે કોઈ આ ચોરની ચીંતા કરતું હોય તેના સમાચાર મને આવીને કહેવા કે જેથી એની પણ એ દશા થાય. હવે અહીંઆં ચોરને તડકો લાગવાથી તેમજ લોહી નીકળવાથી અત્યંત તરસ લાગી ને જે કોઈ ત્યાં જાય તેની પાસે પાણી માગે પણ રાજાના ભયથી કોઇ પાણી પાય નહિ એવામાં જીનદાસ નામનો શ્રાવક સાધુને તે રસ્તેથી જતો હતો તેને દેખીને ચોરે તેની પાસે પાણી માગ્યું એટલે તેણે કહ્યું કે હું પાણી લઈને આવું ત્યાં

સુધી તું નવકારના શબ્દ હૃદયમાં ધારજે એમ કરી નવકાર શબ્દ આપી પાણી લેવા ગયો ને અહીં નવકાર ગણતાં ગણતાં ચોર મરણ પામ્યો ને મકુર્ષી વ્યંતરનો પક્ષ દેવતા થયો અહીં રાજાના ચાકરોએ જઈને રાજાને જીનદત્ત શ્રેષ્ટીએ પાણી પાવાનો સઘળો વૃતાંત કહ્યો. તેથી રાજાએ શ્રેષ્ટીને સૂળીએ ચઢાવવાનો હુકમ કીધો. તેથી સેવકો જીનદત શેઠને પકડીને સૂળી દેવા લઈ ગયા. હવે પેલો ચોર જીનદત મરીને યક્ષ થયો છે. તેણે અવધી જ્ઞાને જોયું કે મારો ધર્મગુરૂ જીનદત્ત શેઠ તેની આ દશા એમ વીચારી તે યક્ષ કોપાયમાન થઈને આકાશે રહી કહેવા લાગ્યો કે અરે ! રાજા પ્રમુખ પ્રધાન નગરના લોકો હે પાપીઓ હમણાં તમને બધાને કચરી નાખીશ. આ દયાવંત શુદ્ધ શ્રાવકને માહરા સ્વામી જીનદત્ત શેઠને તમે એવી વીટંબના કરો છો એવું સાભળી શીલા દેખી રાજા પ્રમુખ ભય પામી ને યક્ષને નમસ્કાર કરી કહેવા લાગ્યા. જે અહો દેવતા અમોએ અજાણ પણે જે કંઈ કર્યું તે અપરાધ ક્ષમા કરો. ને અમને જીવતદાન દો. ત્યારે યક્ષે કહ્યું કે જીનદત્ત શેઠને શરણે જાઓ તો મુકું એવું સાંભળી ભયને લીધે રાજા પ્રમુખ સર્વે જીનદત્ત શેઠને શરણે ગયા એટલે સર્વ કષ્ટનાશ પામ્યું. સર્વે જણે જીનદત્ત શેઠને ખમાવીને હાથી પર બેસાડી વાજતે ગાજતે મોટા આડંબર સહીત વરઘોડો નગરને વિષે ફેરવીને અતિમાન પુર્વક સૌ નગરજનો સમક્ષ જીનદત્ત શેઠને અતિ આગ્રહથી રાજાએ ન

ગરશેઠની પદવી આપી. વિધ વિધ વસ્ત્રા ભુષણોથી વધાવી લીધો. એટલે યક્ષ પોતાને સ્થાને ગયોને સઘળા જનો જીનદત્તની પ્રશંસા કરવા લાગ્યા. અને અધીક માન આપવા લાગ્યા.

## ઇતિ દુંડક ચોરની કથા—સંપુર્ણમ્.

અથ હવે નવકાર મંત્રના પ્રભાવે કરી **राजासिंह** કુમાર કેવી રીતે મોક્ષ પામ્યો તેનો વિસ્તાર યથાર્થ રીતે વર્ણવ્યો છે કે જે નીચે લખેલી કથા વાંચવાથી સમજાશે.

## શ્રી રાજસીંગ કુમારની કથા પ્રારંભઃ

ત્રીજા પુર્વાર્ધ્ધદ્વીપને વિષે આવેલા ભરતક્ષેત્રમાં આવેલા સિદ્ધ વડગામની પાસે એક મોટો પર્વત છે તેની ગુફામાં એક વાર **શ્રીદમ રૂષીશ્વર** ચોમાસી તપ કરવા સારૂં ત્યાં ચોમાસું રહ્યા ત્યાં એકદા ભીલને એક ભીલડી આવી ચડયા. તેમણે તે સાધુને વાંદ્યા. આવી રીતે ભીલ અને ભીલડીના ભદ્રિક પણાને જોઇને તે રૂષીજીએ તેમને શ્રી વિઘ્ન નીવારક નવકાર મંત્ર શિખવ્યો ને કહ્યું કે આ મંત્ર સદૈવ સાવધાન થઇને ત્રીકાળ જપવો રૂષીનાં વચન માન્ય રાખીને બંને જણ નવકાર મંત્રનું ધ્યાન દરરોજ કરવા લાગ્યા અનુક્રમે આયુષ્ય પુરૂં કરી બંને જણ મરીને ભીલનો જીવ જંબુદ્વીપે ભરત ક્ષેત્રમાં આવેલા મણી મંદર નગરમાં **મૃગાંક**

રાજાની **વિજયા** નામની રાણીની કુખે પુત્રપણે ઉપન્યા. રાણીએ સ્વપ્નામાં સીંહ દીઠો નવ માસે પુત્ર જન્મ્યો, તેનો મહોત્સવ કરી **રાજસીંગ** એવું નામ પાડયું અનુક્રમે યૌવન વય પામતાં બહોતેર કળાનો જાણ રૂપ લાવણ્ય સૌભાગ્ય નિધાન થયો તેને મતિસાગર પ્રધાનના પુત્ર સુમતી કુમારની સાથે દોસ્તી થઇ. એકદા મીત્ર સહિત રાજસીંગ કુમાર મૃગયા ખેલવા વનમાં નીકળ્યો. ઘણી વાર મૃગયા ખેલી થાકયા એટલે એક આંબાની છાયાં નીચે જઇ વિશ્રામ લેવા બેઠા એટલામાં એક પંથી ત્યાં આવ્યો તેને કુમારે પુછયું કે તમો કયાંથી આવ્યા ? કયાં જાવો છો ? કયાંઈ કંઇ કૌતક દીઠું હોય તો કહો. તે વારે પંથી એ કહ્યું કે હું **પત્તન નગરથી** આવું છું. ને તીર્થ જાત્રા કરવા જાઉં છું ને મે આશ્ચર્ય જોયું છે. તે કહું છું માટે એક ચિત્તે શ્રવણ કરો તે પતનપુર નગરના પત્તનરાજાની હંસી રાણીની કુખે આવેલી રત્નાવતી નામે પુત્રી ચોસઠ કળામાં કુશળ મહારૂપવાન યૌવન વયમાં આવેલી છે તેથી પત્તનરાજાને તેના લાયક વર શોધવાની ચીંતા પ્રાપ્ત થઇ આવી તેથી એકાદ પ્રધાનને પુછયું કે કુંવરીને લાયક વર કયાં મળશે ? તે વારે પ્રધાને કહ્યું કે હે સ્વામી ચીંતા કરશો નહિં એને ભાગ્યે સ્વયંમેવ સમાન વર મળશે હવે એકાદ નટવા [નટ] ને ભિલ્લ ને વેષે નાચતો જોઇને રત્નવતી કુંવરીને મુર્છા આવી ને જાતી સ્મરણ જ્ઞાન ઊપન્યું જયારે મુર્છા વળી ત્યારે તેના પીતાએ

પુછ્યું કે હે વત્સ તને આ શું થયું ? તે વારે તે કુંવરીએ કહ્યું કે હે તાત પુર્વભવને વિષે હું ભીલડી હતી ને મારો ભરથાર ભીલ હતો માટે હુવે તે ભરથાર મળે તો પરણું નહિં તો હું કુવારી રહીશ એવી પ્રતિજ્ઞા કીધી છે આ વૃતાંત તે પંથીના મુખમાંથી સાભળી એટલે રાજસીંગ કુમારને પણ મુર્છા આવીને જાતિ સ્મરણ જ્ઞાન ઉપન્યું પોતાનો પુર્વનો ભીલનો ભવ સાંભર્યો તેથી તે રત્નવતી પર રાગ ધરતો બોલ્યો કે પછી તેનું શું થયું. પંથી કહે તે કન્યાની પ્રતિજ્ઞાની વાત દેશેદેશ પ્રસરી અનેક રાજકુમારો તે કન્યા પરણવાને લોભે આવીને જુઠું બોલીને કહે છે કે અમો પુર્વ ભવે ભીલ હતા ત્યારે કન્યા કહે તમો પુર્વ ભવે ભીલ હુતા તો તમે શું પુન્ય કીધું કે જેથી આ રીદ્ધિ પામ્યા. રાજકુમાર તે વાત જાણે નહિં ને જુઠા પડે એવું ઘણી વાર બનવાથી તે પુરૂષ દ્વેષીણી થઈ કે પુરૂષ સઘળા જુઠા બોલાજ હોય છે માટે કોઈ પુરૂષનું મ્હોડું જોવું નહિ. એમ ચીંતવીને કન્યા સ્રી વૃંદમાંજ રહેવા લાગી માટે હે રાજસીંગ કુમાર તમો પુરૂષ વર્ગમાં રત્ન સમાન છો ને સ્રી વર્ગમાં તે રત્નવતી કન્યા રત્ન સમાન છે માટે જો તમારો સમાગમ એની સાથે થાય તો જેમ શંકર સાથે પાંર્વતી, વિષ્ણું સાથે લક્ષ્મી, અને રામ સાથે સતી સીતા શોભે. તેમ તમારા બંનેની જોડી સમાન પણે શોભે. પંથીના મુખમાંથી આવા આવા વચનો સાંભળી કુમાર ઘણોજ આનંદ પામ્યો

ને પોતે જે જે આભરણો પહેર્યાં હતાં તે સર્વ ઉ, તારી હર્ષથી તે પંથીને આપી દીધાં ને મિત્ર સહીત પોતાના ઘર તરફ વળ્યાં કુમાર ઘરે આવી રત્નવતિ કેમ મેળવીશ તેના વીચારમાં લીન થયો થકો ગામમાં આડી અવળી શેરીએ ચૌટે ફરવા લાગ્યો તેવામાં રાજદ્વારે એકાન્તમાં રઈયત લોકો તરફથી ફરીઆદ આવી કે હે સ્વામી અમો કેમ કરીએ.

આપ શ્રીના ચિરનજીવી રાજસીંગ કુમાર જેજે શેરીએ ફરે છે તે તે શેરીએ સ્ત્રીઓનાં ટોળાં પોતાનાં બાળકોને રડતાં મુકી કુમારનું રૂપ જોવાને એની પુંઠે પુંઠે ફરે છે ને અમારી સ્ત્રીઓ અમારાં ઘરના કામ કાજો મુકીને કુમારશ્રીની પુંઠે સીધાવે છે, માટે કૃપાળુ નરેશ અમારી નમ્રપણે આપ પ્રત્યે એજ વિનંતિ છે કે કૃપા કરી કુમારશ્રીને નગરમાં ફરતા વારો ત્યારે રાજાએ સેવકો સાથે કુમારને કહેવરાવ્યું કે તું સદૈવ આવાસમાં રહે ને કળા અભ્યાસ કર કેમકે બહાર ફરવાથી હંમેશાં પુરૂષની કળા ટળીને વિકળા થાય માટે આવાસે રહેવું પીતાના આવાં વચન સાંભળી કુમાર દુહવાણો ને મનમાં ચીંતવવા લાગ્યો કે તાતે એમ કહેવરાવ્યું માટે મારા વિષે કંઈક અપરાધ તાતને ભાસ્યો હોય એમ લાગે છે એવું વિચારી સુમતિ મિત્રને એ વિષે વાત પૂછતાં તેણે સર્વ વાતનો પરમાર્થ અથથી ઇતિ સુધી કહ્યો અને તેની શંકા

ટાળી ત્યારે કુંવરે કહ્યું હે મિત્ર પિતાની આ આજ્ઞા પાળવી ઘણી કઠણ છે, કેમકે આખો દીવસ ઘરમાં બેસી રહેવાથી દીવસ કેમ જાય? અને એ દુઃખ કેમ વેઠાય? વળી પત્તન રાજાની કુંવરી રત્નવતી કન્યાને જોવાનું કૌતુક છે માટે ચાલો આપણે દેશાંતર ભણી જઈએ.

दीसई विविह चरीय, जाणीजइ सज्जन दुर्जन विसेसो।
अप्याण दिकलीजइ, हींइझते पुहविए ॥ १ ॥

એમ વિમાસી બન્ને જણ સાથે ખડગ (તલવાર) લઈ નગરમાંથી નીકળ્યા. રસ્તે હરેક દીશાએ જોતાં જોતાં જાય છે અને સાથે લીધેલાં રત્નાદિ વાપરતા જાય છે અને ખાતા મોજમજા મારતા ચાલ્યા જાય છે. એકવાર અટવીમાં શૂન્ય દેવળે સુતા હતા તેવામાં કોઈ પુરૂષ દીનવદને રૂદન કરતો સાં ભળાયો. તેથી કુંવર ઉઠી હાથમાં ખડગ લઈ જે તરફથી અવાજ આવતો હતો તે તરફ ચાલ્યો. આગળ જોતાં જણાયું કે એક વિક્રાળ રાક્ષસે એક પુરૂષને કાખમાં ચાંપ્યો છે, તે ઘણું આક્રંદ કરે છે તે જોઈને કુંવરે રાક્ષશને કહ્યું એણે તારૂં શું બગાડયું છે? રાક્ષશ કહે કે એ મને વશ કરવા સાધતો હતો, તે વારે મેં એને કહ્યું કે જો તું તારા શરીરમાંથી માંસ કાપી આપે તો હું તારે વશ થાઉં પણ તે આપી શકયો નહીં અને હું ભૂખ્યો છું માટે હવે મારૂં ભક્ષ્ય હું કેમ મુકું? તે વારે કુંવરે કહ્યું કે, જો તમે

એને મુકી દ્યો તો હું તમને મારૂં ઉતમ માંસ આપું. એમ કહી ખડગ કાઢી પોતાનું માંસ કાપવા લાગે છે ત્યાં તો તે રાક્ષસ કુંવર ઉપર સંતુષ્ટ થયો અને બોલ્યો કે—હે સાહસિક અને પરોપકારી પુરૂષ! હું તારૂં સાહસ જોઈ પ્રસન્ન થયો છું માટે તારે કાંઈ વરદાન માંગવું. હોય તે માગ ત્યારે કુંવરે કહ્યું કે જો તું ત્રુઠયો હોય તો આ પુરૂષનાં મનોવાંછિત પૂર્ણ કર. ત્યારે રાક્ષસ કહે તારા કહેવાથી એને જીવતો મુકું છું અને જે કાંઈ વર તુજને આપવો છે તે આપું છું એમ કહીને (દેવતાના દર્શન નિષ્ફળ નહોય) તેમ કહી તે રાક્ષસે તે કુંવરને ચિંતામણી રત્ન આપ્યું અને ત્યાંથી અદૃશ્ય થઈ સ્વસ્થાનકે ગયો, અને આ બન્ને જણા ત્યાંથી આગળ ચાલ્યા અને માર્ગે ચાલતાં મિત્ર આગળ પૂર્વ ભવનો ભીલડી અને ભીલનો સર્વ વૃત્તાન્ત માંડીને કહ્યો તે વારે તે મિત્ર હસીને કહેવા લાગ્યો કે અહો ભાઈતું તે કન્યા પરણવા વાંચ્છે છે તેતો પુરૂષદ્વેષિણી છે. તેથી પુરૂષને વેષે રત્નવતી કન્યાનું દર્શન કેવી રીતે પામશો? અને તેની સાથે બોલવાની વાત ચીત કેમ થશે? તે વારે કુમારે કહ્યું કે હે મિત્ર ચીંતા કરવા જેવું નથી કેમ કે " सदैव भाग्यं फलति અત્રે ગાથા એ કરી સાબીતી બતાવે છે.

**अघटित घटितां निघटयति, सुघटित घटितां निर्ज्जहि कुरुते ।**
**विधिरेव तानि घटयति, यानि पुमाने नैव चिन्तयति ॥ १ ॥**

કુંવરના મનમાં પૂર્વભવનો વૃત્તાંત જણાવવાથી એ સ્ત્રીને નવકાર મંત્રનું ધ્યાન છે એમ વાત કરતા માર્ગે ચાલ્યા જાય છે. એકવાર અટવીમાં આંબાની છાંયા નીચે કુંવર સુતો છે અને ત્યાં પાસેના વનમાં સુમતિમિત્ર ફુલ ચુંટે છે. એવામાં આકાશ માર્ગે જતાં વિદ્યાધરે નીચે સૂતેલા રાજસીંગ કુમારનું રૂપ જોઇને વિચારયું કે મારી પાછળ મારી સ્ત્રી આવે. છે તે જો આ પુરૂષ દેખશે તો મારાથી સ્નેહ મુકીને આ કુમાર ઉપર રાગ ધરશે. એમ વિચારીને તેજ વનમાંથી ઔષધી લઈ પાણીથી ઘસીને રાજસીંગ કુમારને સુક્ષ્મ તિલક કર્યું એટલે તરતજ તે કુમાર મીટીને સ્ત્રી થઈ એટલે વિદ્યાધર આગળ ચાલ્યો અને થોડીકવારે તેની સ્ત્રી વિદ્યાધરી આવી તેણે આવું સ્ત્રી રૂપ દેખી વિચાર્યું કે પાછા વળતી વખતે મારો ભરથાર આ રૂપવાન સ્ત્રીને દેખી તેના ઉપર રાગ ધરશે અને મને છાંડશે એમ વિચારી તેજ વનમાંથી બીજી ઓષધી લઈ ઘસીને કુમાર ( સ્ત્રી ) ને તિલક કીધું એટલે તત્કાળ પુરૂષ થયો અને વિદ્યાધરી આગળ રસ્તે ચાલી ગઇ આ સઘળો વૃત્તાન્ત સુમતિ મિત્રે વૃક્ષની પાછળ છુપાઇને દીઠો હતો તેથી તે બન્ને ઔષધી વનમાંથી લઈને ગાંઠે બાંધીને કુંવરને જગાડી સર્વે વૃત્તાન્ત કહયો અને અનુક્રમે ચાલતાં ચાલતાં પત્તનપુર નગરીએ પહોંચ્યા ત્યાં સમીપે પ્રાસાદ છે તેની પાસે જઇને બેઠા

તેવામાં સ્ત્રીને સમુહે પરિવરી સુખાસને બેસીને રત્નવતી કન્યા તે પ્રાસાદે આવે છે. આગળથી દાસીઓ સઘળા પુરૂષોને નિષેધે છે એટલામાં આ બન્ને જણા ઔષધીથી સ્ત્રીનું રૂપ ધારણ કરી પ્રાસાદમાં આવી ઉભા રહ્યા, એટલામાં તે રત્નવતી આવીને કાલીકાની પૂજા કરી પછી વળી તેવામાં બે કન્યાઓને દેવાંગના સમાન દેખીને હર્ષાવેશથી રત્નવતી પુછવા લાગીકે તમો કયાંથી આવ્યાં તેવારે મિત્રસ્ત્રીએ (સુમતિ મિત્રે) કહયું કે અમારી સખી મણીમંદરનગરી થકી આવી ત્યારે રત્નવતીએ કહ્યું કે તમારી સખીને જોઇ મારૂં મન ઉલ્લાસ પામે છે તમો મારે ઘેરજ પ્રાહુણા થઈને આવો. એમ કહીને પોતાના મંદીરે તેડી ગઈ. અનેક પ્રકારે ભક્તિ કરવા લાગી, કેટલાક દીવસ વ્યતીત થતા કુમાર સ્ત્રી (રાજસીંગ કુમાર) એ રત્નવતીને પુછયું કે તમારૂં પાણી ગ્રહણ હજુ કેમ નથી થયું ? રત્ન વતી કહે પુર્વભવનો વર ટાળીને હું પરણુતી નથી. ત્યારે કુમાર સ્ત્રી કહે કે તમારો પુર્વભવનો સ્વામી હજુ કયાંઈ જણાતો નથી. અને યોગ્ય વર સિવાય રૂડી કન્યા શોભે નહીં. તે માટે સ્વયંવર મંડાવી મનગમતા કોઈ પુરૂષનું પાણી ગ્રહણ કેમ કરતા નથી ? રત્નવતી કહે ભરથારનું પાણી ગ્રહણ તો મનની રતીને કાજે કરીએ છીએ તો તે તો તમારા સામું જોતાંજ મને ઉપજે છે માટે બીજા વર-

નું કાંઈ કામ જેવું નથી. તે વાર (કુમાર) સ્ત્રી કહે કે તમારો પુર્વ ભવનો ભરથાર કેમ ઓળખાય? રત્નવતી કહે કે મેં પહેલે ભવે પુણ્ય કરયું તે જાણે તે મારો પુર્વનો ભરથાર. ત્યારે કુમાર સ્ત્રીએ કહ્યું કે હું એટલું જાણું છું કે તમને પાછલા ભવમાં દમસાર રૂષિએ નવકાર મંત્ર શિખવાડયો હતો. તેના સ્મરણના પ્રભાવે તમે મરીને રાજકુંવરી થયાં. આ વૃ-તાન્ત સાંભળીને રત્નવતિ ચમત્કાર પામીને પોતાની સખી **ચંદ્રલેખાને** કહેવા લાગી કે હે સખી! મારા પૂર્વ ભવની વાત એણે કેમ જાણી? ચંદ્રલેખાએ કહ્યું કે–એની ચેષ્ટા, ચાલ, વચન ઈત્યાદિ સહુ પુરૂષના સમાન દીસે છે. તેથી તને દેખીને તને રતિ ઉપજે છે. તે જણાય છે કે એજ તારો પૂર્વ ભવનો ભરથાર છે. પણ કઈક કારણથી પોતાનું સ્વરૂપ આચ્છી (ઢાંકી)ને સ્ત્રીં રૂપે ફરે છે. પછી ચંદ્રલેખા કુમારસ્ત્રીંને કહેવાલાગી કે સ્વામી! હવે પ્રત્યક્ષ થઇ આપણું સ્વરૂપ દેખાડો. એટલે ઔષધીથી બન્ને પુરૂષ થયા. તેમનું રૂપ દેખી સર્વે હર્ષીત થયા. પછી ચંદ્રલેખાએ તે કુમારને કહ્યું કે, સ્વામી! તમોએ જે પાતાનું સ્વરૂપ પ્રકાશ્યું તો પ્રસન્ન થઈ આપનું કુલ ગોત્રાદિ પ્રકાશો. તે વારે સુમતિમિત્રે કુંવરનો દેશ, નગર, માતા પિતા કુલ ગોત્રાદિનું નામ પ્રકાશી પંથીનો તથા ચાલતાં ઔષધી પામ્યાં, રાક્ષસ પાસેથી ચિંતામણી

રત્નની પ્રાપ્તિ થઈ ઈત્યાદિ સર્વે વૃત્તાન્ત કહ્યો. પછી ઘેર જઈને રત્નાવતિએ આ સઘળો વૃત્તાન્ત પોના બાપને જ-ણાવ્યો જેથી રાજા ઘણો હર્ષીત થઈ શુભ લગ્ને મહામ્હો-ચ્છવની રાજસિંગકુમાર સાથે રત્નવતી કન્યાનું પાણી ગ્રહણ કરાવ્યું. હાથ મુકામણી. (પહેરામણીમાં) અનેક હાથી ઘોડા આપી અડધુ રાજ આપ્યું ને રાજસિંગકુમાર રત્નવતી સાથે પરણી અત્યંત સુખ વૈભવ ભોગવવા લાગ્યો, અને પોતાને સાસરે ઘણા કાળ રહ્યો એકદા તેનો પીતા મૃગાંક રાજાએ દુત સાથે પત્ર લખી મોકલ્યો તે, પોતે કુમાર વાંચેછે, તે માંહી લખ્યું હતું કે હે વત્સ! હવે હું વૃદ્ધ થયો છું તેથી રાજભાર છોડીદીક્ષા લેવાની ઉત્કંઠા કરૂંછું ઘણા વખત થયા તારી વાટ જોઈ હવે તારા દર્શનની ઘણી ઉત્કંઠા છે તે માટે હે પુત્ર વહેલો આવજે પત્ર વાંચી રાજસિંગકુમાર સસરાની આજ્ઞા માગીને રત્નવતી સહીત ચતુરંગી સેનાસજી પરિવાર સહીત મિત્ર સંજોગ કરી મણીમં૯ર નગર તરફ ચાલવા માડ્યું અનુક્રમે ચાલતાં ચાલતાં સેનાપરિવાર સહીત પોતાને નગરને વિષે પહોંચ્યાં. કુંવરે ઘેર જઈ પીતાને પ્રણામ કર્યો ને કુટુંબ પરિવાર સર્વ હર્ષથી ભેટી પડયાં ને હર્ષના આંસુથી પખાલવા લાગ્યા ને સર્વત્ર આનંદ ફેલાઈ રહ્યો હવે મૃગાંક રાજા વિચારવા લાગ્યો કે કુંવરને ગાદી આપીને હવે હું દીક્ષા લઉં તો આત્માનું સાર્થક થાય એમ વિચારેછે એટ-

લામાં નવપાલકે આવીને વધાઈ આપી કે હવે સ્વામી વન- માંહે ગુણસાગર ગુરૂવર્ય પધાર્યાછે આવા વચન નવપાલકના સાભલી મૃગાંક રાજા અત્યંત હર્ષ પામ્યોને હર્ષથી રાજસિંગકુમારને સર્વ સમક્ષ રાજગાદ્દીએ સ્થાપીને પોતે વનમાં જઈ શ્રીગુણસાગર સ્વામી પાસેથી ભવસાગર તરવાને નાવા સમાન દ્દીક્ષા ગ્રહણ કરી અનુક્રમે દુઃકર તપ કરી દેવલોકે પોહોતો અહીં રાજસિંગ રાજા અને રત્નવતી રાણીએ સમ્યકત્વ મુલબારક વૃત લીધા શ્રાવક વૃત પાલતો નવકાર મંત્રનાં પ્રભાવે કરી સર્વ વૈંરી જીત્યાંને ઘણો કાળ રાજ્ય સુખ ભોગવતા મહાન પ્રાક્રમી પ્રતાપસિંગ નામનો પુત્ર થયો તે અનુક્રમે મોટો થઈ જોબન અવસ્થા પામ્યો એક વાર રોગાદિક આવવાથી પોતાનો પુત્ર પ્રતાપ સિંગને રાજય પાટ સોપીને રાજસિંગને તથા રત્નવતીએ ગુરૂ પાસે આરાધન કરી સર્વ જીવ ખમાવી શુભ ધ્યાને શ્રી નવકાર મંત્રનું સ્મરણ કરી આયુ પૂર્ણ થયે કાળ કરી પાંચમે દેવલોકે દશ સાગરોપમને આઉખે બ્રહ્મંદ્દ ઇંદ્ર થયો અને રત્નવતી પણ મરણ પામી તેજ દેવલોકે ઇંદ્રના સમાન ઇંદ્ર થયા ત્યાંથી ચ્યવી એક વાર સંસારમાં મનુષ્ય ભવ પામી દિક્ષા લઈસકલ કર્મનો ક્ષય કરી કેવલ જ્ઞાન પામી ને સ્ત્રી પુરૂષ બન્ને જણા તેજ ભવે મોક્ષ પામશે **ઈતિ રાજસિંગ કુમારની કથા સંપૂર્ણ.**

એણી પેરે શ્રી નવકાર મંત્ર પ્રભાવ ઉપર ત્રણ કથા ઈહિલોકનાં ફલની અને ત્રણ કથા પરલોકના ફલની મલીને છ કથા દ્રષ્ટાંત રૂપે કહી તે શ્રવણ કરી હે ભવ્ય જીવો નિરંતર પુર્ણ પવિત્ર મોક્ષ સુખને આપનાર અને અનાદી એવા નવકાર મંત્રનું સ્મરણ કરો કે જેથી જન્મ મરણના દુઃખ ટાળી પરમાનંદ મોક્ષ પામો. (તથાસ્તુ) શાંતિઃ શાંતિઃ શાંતિઃ



## अथ शत्रुंजय लघुकल्प.



अईमूत्तयकेवलिणा कहिअसेत्तुंज्जातिथ्थ माहप्पं
नारयरिसिस्सं पुरओ तंनिसुणह भावओ भविआ ॥१॥
सेत्तुंजे पुंडरीओ सिद्धो मुणिकोडी पंचसंजुत्तो
चितस्स पुण्णिमाओ सोभन्नइतेण पुंडरिओ ॥२॥
नमि विनमिरायाणो सिद्धा कोडिही दोही साहुणं
तहदविडवालीखिल्ला निव्वुआ दसयकोडिओ ॥३॥
पज्जुन्न संबपमुहा अद्धुट्ठाओ कुमार कोडिओ
तहपंडवा विपंचय, सिद्धि गया नारयरिसिय ॥४॥
थावच्चा सुयसेलंगाय मुणिणोवि तह राममुणि
भरहो दसरहपुतो सिद्धावंदामि सेत्तुंजे ॥५॥
अन्नेवि खत्तियमोहा उसभाइ विसालवंस संभुआ

जे सिद्धा सेत्तुजे तं नमह मुनि असंखिज्जा ॥६॥
पन्नासजोयणाई आसी सत्तुंज विथ्थडोमुले
दसजोयण सिहरतले ऊच्चतं जोयणाअट्ठ ॥७॥
जंलहइ अन्नतिथ्थे उग्गेणतेवण बंभचेरेण
तंलहइ पयतेणं सेत्रुंजगिरिम्मी निवसंते ॥८॥
जं कोडिएपुन्नं कामिय आहार भोइआ जेऊ
जंलहइं तथ्थपुन्न एगो वासेण सेत्तुंजे ॥९॥
जंकिंची नामतीथ्थं सग्गे पायाले माणुसेलोए
तंसव्व मेवादिट्ठं पुडरिए वंदिएसंते ॥१०॥
पडिलाभंतेसंधं दिठ्ठमदिठ्ठय साहु सेत्तुंजे
कोडिगुणंच अदिठ्ठे दिठ्ठअ अणंत्तयेहोइ ॥११॥
केवलनाणु प्पाति निव्वाणे आसिजथ्थसाहूणं
पुंडरिए वंदित्ता सव्वे ते वंदियातथ्थ ॥१२॥
अठ्ठावयं समेए पावाचंपाइंउज्जंत नगय
वंदिता पुन्नफलं सयगुणं तंपि पुंडरीए ॥१३॥
पूआ करणे पुन्नं एग गुणं सयगुणंच पडिमाए
जिणभवणेण सहस्सं, णंत गुणपालणं होइ ॥१४॥
पडिमं चेइहरं वा सेत्तुंजगिरीस्स मथ्थए कुणइ
भूत्तूण भरहवासं वसइ सग्गेण निरुवसग्गे ॥१५॥
नवकार १ पोरिसीए २ पुरिमड्ढे ३ गासणंच ४ आयामं

पुडरीयंच सरंतो, फलं कखी कुणइ अभत्तट्ठं ॥१६॥
छट्ठ १ ट्ठम २ दसम ३ दुवालसाणं ४ मासद्धमास ५ खवणाणं ६
तिगरण सुद्धो लहइ, सितुझं संभरंतोअ ॥१७॥
छट्ठेणं भतेणं अपाणेणं तुसत्त जत्ताइं
जो कुणइ सेत्तुंजे तइयभवे लहइ सो मुरकं ॥१८॥
अज्जविदीसइलोए भत्तंचईऊण पुंडरीयनगे
सग्गे सुहेण वच्चइ, सील विहूणोवी होऊणं ॥१९॥
छत्तंझयपडागं चामर भिंगार थाल दाणेण
विज्जाहरो अहवइ तहचक्की होइ रहदाणा ॥२०॥
दसवीस तीसचत्ता लरकव पन्नासा पुप्फदाम दाणेण
लहइ चउथ्थ छट्ठठम दसम दुवालस फलाइं ॥२१॥
धूवे परकुववासो मासरकमणं कपूर धूवंमि
क्रित्तिय मासरकवमणं साहु पडिलाभिए लहइ ॥२२॥
नवितं सुवन्नभुमि भुसण दाणेण अन्नतिथ्थेसु
जंपावइ पुन्नफलं पूआन्हवणेण सित्तुंजे ॥२३॥
कंतार१ चोर२ सावय३ समुद्द४ दारिद्द५ रोग६ रिओ७ रुद्दा८
मुच्चंति अविग्घेणं जे सत्तुंज्जं धरंति मणे ॥२४॥
सारावली पयन्नग गाहाओ सु अहरेण भणीआओ
जोपढइ गुणइ निसुणइ सोलहइ सितुंज्ज जत्तफलं ॥२५॥

इति. सं.

# श्री सिद्धाचल स्तुति–चैत्यवंदन. ४८

धरणेंद्र मुखानागा पाताल स्थान वासीनः
सेवं तेयं सदा तिर्थं राजन् तस्मै नमो नमः ॥१॥
चमरेंद्र बलेंद्राद्या सर्वे भूवनवासीनः
सेवंतेयं सदातिर्थं राजन् तस्मै नमो नमः ॥२॥
किंपुरुषाद्यायाः किन्नराश्च वासवाः
सेवंतेयं सदातिर्थं राजन् तस्मै नमोनमः ॥३॥
अन्नपन्या पनपन्या मुख्या व्यंतर नायकाः
सेवंतेयं सदातिर्थं राजन् तस्मै नमोनमः ॥४॥
ज्योतिषा वासवाश्चंद्र सुर्यावन्येवि खेचराः
सेवंतेयं सदातिर्थं राजन्तस्मैनमो नमः ॥५॥
मनुष्य लोके संस्थाना वासुदेवाश्चक्रीणः
सेवंतेयंसदा तिर्थं राजन् तस्मै नमो नमः ॥६॥
इंद्रो पेंद्रा दया प्येते सिद्ध विद्याधराधिपाः
सेवंतेयं सदातिर्थं राजन् तस्मै नमो नमः ॥७॥
ग्रैवेका अनुतरस्था मनशा त्रीदिवौकशा.
सेवंतेयं सदातिर्थं राजन्तस्मै नमो नमः ॥८॥
अनंतमक्षयं नित्यं अनंत फलदायकं
सेवंतेयंसदा तिर्थं राजन्तस्मैनमोनमः ॥९॥

सिद्धा तिर्थे कृतोनंता यत्र सेष्याति चापराः
मुक्ति गृहलीला स्थानं राजन् तस्मै नमो नमः ॥१०॥
इमाम् स्तुति पुंडरिकः गिरियः पठितो सदा
स्थान स्थोपि यात्रायां लभ्य ते फल मुत्तमम् ॥११॥
इति. सं.

## श्री सिद्धाचलजीनी नव्वाणुजात्रानी विधि ॥

अथ श्री नव्वाणु जात्रानुं गरणुं

| | | | |
|---|---|---|---|
| १ | श्री शत्रुंजय. | १८ ,, | तालध्वज |
| २ | श्री बाहुबली | १९ ,, | पुण्यराशी |
| ३ | श्री मरूदेवी | २० ,, | महाबलागिरि |
| ४ | श्री पुंडरिक गिरि | २१ ,, | द्रढशक्ति |
| ५ | श्री रवैत गिरि | २२ ,, | शतपत्र |
| ६ | श्री विमलाचल | २३ ,, | विज्जानंद |
| ७ | श्री सिद्धराज | २४ ,, | भद्रंकर |
| ८ | श्री भागिरथ | २५ ,, | महपिठ |
| ९ | श्री सिद्धक्षेत्र | २६ ,, | सुरगिरि |
| १० | श्री सहस्त्रकमल | २७ ,, | महागिरि |
| ११ | श्री मुक्तिनिलयागिरि | २८ ,, | महानंद |

१२ श्री सिद्धाचल
१३ श्री सतक्रुत
१४ श्री ढंक
१५ श्री कंदब
१६ श्री कोडीनिवासि
१७ श्री लोहित्य
३५ ,, हस्तागिरि
३६ ,, सास्वतगिर
३७ ,, भव्यगिरि
३८ ,, सिद्धसेखर
३९ ,, महाजस
४० ,, मालवंत
४१ ,, पृथिवीपीठ
४२ ,, दु:ख हरागिरि
४३ ,, मुकितराज
४४ ,, मणीकंत
४५ ,, मेरुमहिधर
४६ ,, कांचनागिरि
४७ ,, आनंदधर

२९ ,, कर्मसुडन
३० ,, कैलासगिरि
३१ ,, पुष्पदंत
३२ ,, जयंत
३३ ,, आनंद
३४ ,, पदगीरी
५४ ,, अकलंक
५५ ,, अकरमकर
५६ ,, महातीर्थ
५७ ,, हेमागिरि
५८ ,, अनंत शक्ति
५९ ,, पुरुषोतम
६० ,, पर्वतराज
६१ ,, ज्योतीरुप
६२ ,, विलासभद्र
६३ ,, सुभद्र
६४ ,, अजरामर
६५ ,, खेमकर
६६ ,, अमरकांत

४८ ,, पुण्यकंद
४९ ,, जयानंद
५० ,, पातामुल
५१ ,, विभास
५२ ,, विसाल
५३ ,, जगतारण
७३ ,, भवतारण
७४ ,, गजचंद्र
७५ ,, महोदय
७६ ,, सुरकंत
७७ ,, अचल
७८ ,, अभिनंदन
७९ ,, सुमति
८० ,, श्रेष्ट
८१ ,, अभयकंद
८२ ,, उज्वलागिरि
८३ ,, महापद्म
८४ ,, विश्वानंद
८५ ,, विजयभद्र
८६ ,, पर्वतेंद्र

६७ ,, गुणकंद
६८ ,, सहस्त्रपत्र
६९ ,, शिवंकरु
७० ,, कर्मक्षय
७१ ,, तमोकंद
७२ ,, राज्य राजेश्वर
८७ ,, कपरदी
८८ ,, मुकितनी केतन
८९ ,, केवलदायक
९० ,, चर्चागिरि
९१ ,, अष्टोत्तर शतकुट
९२ ,, सौंदर्य
९३ ,, यशोधर
९४ ,, प्रितीमंडण
९५ ,, कामुक
९६ ,, सहजानंद
९७ ,, महेंन्द्रध्वज
९८ ,, सर्वार्थ सिद्ध
९९ ,, प्रियंकर

दररोज एकेक नामनी एकेकी नवकारवाळी गणवी.

# परचुरण विधि.

१ स्नात्र पांच ते कयां कयां करवां तेनी विधि

१ तळाटीए. २ शांतिनाथजी. ३ रायणतले. ४ श्री पुंडरीकजीन.
५ श्री मुलनायकजी

नव्वाणुं जात्रा करनार हंमेशां दश नवकारवाळी बांधी-गणे त्यारे एक लाख नवकार पुरा थाय.

## बे अट्टम तथा सात छट्ठनी विधि

| अ. | नाम | नो. | का | ख. |
|---|---|---|---|---|
| १ | सहस्त्र कमलाय नमः | २० | २१ | २१ |
| २ | ऋषभ सर्वज्ञाय नमः | २० | २१ | २१ |
| ३ | ,, पुंडरीक गणधरायनमः | २० | २१ | २१ |
| ४ | ,, विमल गणधरायनमः | २० | २१ | २१ |
| ५ | ,, शत्रुंजयाय नमः | २० | २१ | २१ |
| ३ | ,, हरि गणधरायनमः | २० | २१ | २१ |
| ७ | ,, बाहुबालि गणधरायनमः | २० | २१ | २१ |
| ८ | ,, सहस्त्रादि गणधरायनमः | २० | २१ | २१ |
| ९ | ,, कोडि गणधरायनमः | २० | २१ | २१ |

आ बे छठ्ठ अट्टम करे त्यां सुधी बे वखत पडिक्कमणु

बे पडिलेहण त्रण वखत देव तीकाल पुजा तेमां मध्याह्ने यथाशक्ति अष्टप्रकारि पूजा एकत्रीस साथीआ तथा फल नव्वाणु जात्रा करनार मनुष्ये हंमेशां बे वखत पडिक्कमणां करवां सचित्तनो त्याग. ब्रह्मचर्य पालवुं शक्ति होय तो एकासणु पण करवुं भूमिए संथारो करवो.

मृषावाद त्याग, शक्ति होय तो पगे चालीने जात्रा करवी,

१ यथाशक्ति रथजात्रानो वरघाडो तथा नव्वाणु प्रकारी पूजा तथा आंगी रचाववी

२ हंमेशां त्रण प्रदक्षिणा तथा एकवार प्रदक्षिणा देवी.

३ नव साथीआ तथा नव फल तथा नैवेद्य मुकवुं.

४ नव लोगस्सनो काउसग्ग करवो.

५ हंमेशां नव खमासमणां देवा.

६ हंमेशां बनतां सुधी यथाशक्ति अष्ट प्रकारनी पूजा पण करवी.

७ हंमेशां दश नोकारवाळी बांधी गणवी.

८ चैत्यवंदन हंमेशां पांच ठेकाणे करवां.

१ तलाटी २ शांती नाथजी ३ रायण तले ४ पुंडरीकजी ५ श्रीमूलनायकजी.

चउविहारो छट्ठ करीने सात जात्रा करवी, पुंडरीकजीनुं ध्यान करवुं.

घेटीनी पागे रोहीशालानी पायगे शेत्रुंजीनदीनी पागेथी एक एकवारतो अवश्य जात्रा करवी.

जो बनेतो बार गाउ, छ गाउ अथवा दोड गाउनी प्रदक्षिणा करवी.

इति संपूर्णम्.

## ભક્તિ વિચાર–૫

પુષ્પાદ્યર્ચા તદાજ્ઞાચ, તદ્ દ્રવ્ય પરિરક્ષણં, !

ઉત્સવાસ્ તીર્થયાત્રાશ્ચ, ભકિતપંચ વિધાજીને ॥ ૧ ॥

શ્રી જિનેંદ્રની પુષ્પાદિક પાંચ પ્રકારની ભક્તિ કહે છે તેમ ઉકત સ્વરૂપ ચોથી ભકિતજે ભવ્ય આત્મા અઠ્ઠાઇ સ્નાત્ર જીનબિંબ પ્રતિષ્ટાદિ ઓત્સવ કરે તથા શ્રી પર્યુષણપર્વ કલ્પસૂત્રવાંચન પ્રભાવનાદિ ઉત્સવ કરે તે પણ જિનશાસન ઉન્નતિહેતુ છે માટે જિનપુજાજ કહી છે પ્રભાવના પોતાને પરને બેને લાભ કર્તા છે. પાંચમીભકિત તીર્થંકર દેવે કહી છે. તેમાં શ્રી શત્રુંજય, ગિરનાર, આબુજી, અષ્ટાપદ. સમેતશિખરાદિ સકલતીર્થ વંદન તત્ક્ષેત્રસ્પર્શનાદિ નિમિતે જે જવું તે તીર્થયાત્રા એ પણ જીન ભકિતજ જાણવી સકળ તીર્થાધિરાજ શ્રી શેત્રુંજયતીર્થ સમાન ત્રણ લોકમાં પણ અન્ય તીર્થ નથી કહ્યું છે કેઃ—

નમસ્કારઃસમોમંત્રઃ। શત્રુજયઃ સમોગિરિઃ ॥ વીતરાગ સમો દેવો
ન ભૂતો ન ભવિષ્યતિ ॥૧॥

યદુકતં ॥ કૃત્વા પાપ સહસ્રાણિ, હત્વા જંતુ શતાનિચ ઇદં તીર્થં સમાસાદ્ય તીર્યંચોપિ દિવંગતાઃ ॥૧॥

શેત્રુજય તીર્થની સ્પર્શનાદિકે કરી મહાપાપીપ્રાણી સ્વર્ગાદિકસુખ ભોક્તા હોય અને પુન્યવાન તો અલ્પકાળેજ સિદ્ધિ પામે.

વળી શેત્રુંજય ગિરિપ્રતે એક એક પગલે કોડીસહસ્રભવના પાપથી મુકત થાય વળી શેત્રુંજે ચઉવિહારોછઠ્ઠ કરી જે સાત યાત્રા કરે, તે ત્રીંજે ભવે મોક્ષ પામે એમ કહ્યું છે. માટે તે કારણ માટે જે પ્રાણી દુર્લભ મનુષ્ય જન્મ પામી શ્રી સિદ્ધાચળ યાત્રા કરે તે પોતાનો જન્મ સફળ કરે.

તેમ (તથા વિધસામગ્રીના) અભાવથી પોતે યાત્રા કરવા અશકત હોય તો તે બીજા જાત્રા કરનારની અનુમોદના કરે તે આવી રીતે કરે કે ધન્ય તે પ્રાણીને કે જે શ્રી સિદ્ધાચળને પોતાની નજરે જુએ છે પોતાને શરીરે કરી ફરસે છે પોતાને હાથે રૂષભાદિજિનની પૂજા કરે છે ઇત્યાદિ વળી બીજાને યાત્રા વિષે ઉપદેશ આપે તે આ રીતે.
શ્લોક—વપુ ર્પવીત્તકુરુ તીર્થયાત્રયા; ચિત્ત પવિત્રંકુરૂ ધર્મ વાંછયા, વિ-ત પવિત્રંકુરૂ સુપાત્રતઃ। કુલપવિત્તં કુરૂસત્ ચરિત્રતઃ॥૧॥

તીર્થ યાત્રાએ કરી શરીર પવિત્ર કર. .ધર્મ વાન્છાયે કરી શરીર પવિત્ર કર. સુપાત્ર દાનથી લક્ષ્મી પવિત્ર કર, રૂડા ચરિત્રથી કુલ પવિત્ર કર. ઇત્યાદિ તથા મુકિત મંદિરમાં જવાને પ્રવર શ્રેષ્ટ સોપાન (પગથીઆ) સમાન બીરાજમાન શ્રીવિમાલચળ તીર્થરાજ, કયારે હું નજરે બે આંખે જોઇશ, અને કયારે પોતાને શરીરે સ્પર્શના કરીશ, તેમના દર્શન વિના આ મારો ફોકટ જન્મ જાય છે ઇત્યાદિ પોતાના ચિન્તમાં ભાવના ભાવે છે તે પ્રાણી પોતાને સ્થાનકે બેઠો થકો જાત્રાનું ફળ પામે છે; અને છતી સામગ્રીએ પણ તીર્થયાત્રા ન કરે તે અજ્ઞાનિ દીર્ઘ સંસારી જાણવા તેમ વળી શેત્રુંજે અલ્પ(થોડું) પણ દ્રવ્ય ખરચ્યું મહા ફળ આપે છે! તથા શ્રી તીર્થની રજ કે ધુળ કરી શુદ્ધ થાય; તીર્થ વિષે ભમતો થકો ભવમાં ન ભમે, ઇહા દ્રવ્ય ખરચવાંથી સ્થિર સંપદવાળો હોય: જગદીશની પૂજાથી પુજનિક થાય ઇંત્યાદિ તીર્થ સેવા મહા ફળ જાણી ભવ્ય પ્રાણીઓએ શેત્રુંજાદિ મહા તીર્થની યાત્રા વિષે આદર સહિત પોતાનું દ્રવ્ય સફળ કરવા તથા યાત્રાલુઓએ બીજી ખટપટ પંચાત વિકથા મુંકી શુદ્ધ અંતઃકરણથી ગિરિરાજની સેવા ભકિત કરી જન્મ સફળ કરવો એજ હિતોપદેશ છે.

ઇતિ

# अष्टप्रकारी पुजा

## દુહા.

પ્રણુમી પાસજીણુંદ, આણી હર્ષ અપાર.
ભવિત હિતકારણ રચું, પૂજા અષ્ટ પ્રકાર; ૧
જલ ચંદન કુસમની, ધૂપ દીપ મનોહાર.
અક્ષત નવૈદ્યફળતણી, પુજા અષ્ટ પ્રકાર; ૨
ભાવ વૃદ્ધિને કારણે, દ્રવ્ય સ્તવ અધિકાર,
હેતુ અર્થ સમજી કરો, શીવસુખ ફલદાતાર; ૩
દ્રવ્ય .ભાવ હોય પુજાના, કારણ કાર્ય સંબંધ
ભાવસ્તવ પુષ્ટિભણી, કરૂં રચના આણી ઉમંગ; ૪

---

## પ્રથમ. જલ પુજા.

## દુહા.

૧ તીર્થોદક કલશાભરી, મેરૂ શીખર સુર વૃંદ.
આતમ નીર્મલ કરવા ભણી, કરો અભિષેક જીણુંદ; ૧
૨ શીતલ ગુણ જામીરહ્યા, શીતલ જીનવરઅંગ.
આતમ શીતલકે કારણે. કરો પુજા ધરી ઉમંગ; ૨
૩ હવે ત્રીજે કુશમતણી. પુજા કરો ત્રણ કાળ.
આતમ પ્રફુલ્લિત કરતાથકા. આપે શીવ વરમાલ; ૩
૪ ધુપ ધાણું રત્ને જડયું. અગર તગર બૈહુકંત.
ઉર્દ્વગતી આપે સહી. ઈમ ભાખે ભગવંત; ૪

૫ દ્રવ્ય દીપક ફાનસ કરી, ભાવ દીપકને કાજ.
કેવળ જ્ઞાન પ્રગટ કરી, લઇએ શીવપુર રાજ; ૫
૬ અખંડ અક્ષત ઉજજવલયે, નંદાવર્ત વિસ્તાર.
ચઉગતિચૂરણુ સાથીઓ, અક્ષયપદ દાતાર; ૬
૭ વિવિધ ભાત પકવાનશું, ભરી અષ્ટાપદ થાળ.
અણાહારી પદ પામવા, પુજીએ ત્રીભુવનપાલ; ૭
૮ ફલ પુજા કરી આઠથી, સફલ કરો અવતાર.
ફલ માગો પ્રભુ આગલે, તાર તાર મુજ તાર; ૮
મનોહર ઉત્તમ વૃક્ષના, ફલ લઇ નર નાર.
પ્રભુજી આગલ જે ધરે, સફલો તસ અવતાર; ૯
પૂજા અષ્ટવિધઇણિ પરે કરો. આણિ ભાવ ઉદાર;
રિદ્ધિ સિદ્ધિ સુખ સંપદા, પામે શિવપદ સાર.

સંપૂર્ણ

## श्री मंधराजिन स्तुति

जगज्जंतु निस्तरणे यानपात्रं शमा सम विश्राम संलीनाचितं ।
नतानेक नार्केंद्र पादारविंदं स्तुवे स्वामी श्री मंधर
देवं देवं ॥ १ ॥

અર્થ જગતના પ્રાણીઓના આશ્રમને વીષે વિશ્રામ લેવામાં લીનચીત્ત વાલા અને જેના ચરણ કમળ પ્રતિ અનેક ઇંદ્રોએ નમસ્કાર કર્યો છે. એવા શ્રીમંધરપ્રભુની હું સ્તવના કરૂં છું.

## અથ શ્રીમંધર જીન ચૈત્યવંદન

શ્રી શ્રીમંધર માહરા, આતમના આધાર.
પ્રભુ ઉઠીને પ્રણમતાં, થાય સફલ અવતાર; ૧
ભવ અર્ણવથી તારવા, તમે છો ઝાઝ સમાન.
તે માટે મુજને પ્રભુ, આપો પદ નિરવાણ; ૨
એ અરજછે માહરી, પુરો શ્રીમંધર દેવ.
કહે કમલ ઇહાં થકી અવધારો મુજ સેવ; ૩

## અથ શ્રીમંધર જિનસ્તવન

શ્રીમંધરજી હું વંદણા નિત્ય હોજો હમારી
અહનીશ ચાહું વલી સેવા ભકતી તુમારી. શ્રીમંધરજી ૧
જો હોવત તનુ પાંખડી તો આવત હજુર તમારી
ઇહાં રહી ભાવ ભકતીથી, કરૂ સેવા તુમારી, શ્રીમંધરજી ૨
તમ પાસે દેવ ઘણા હશે, આવે એક પાસ હમારી.
તો સેહેજે કારજ સરે, રહુ પાસ તમારી. શ્રીમંધરજી ૩
સમોસરણ દે દેશના, તારો બહુ નર નારી,
હૃદય કમળ સમરૂ સદા, આપોશીવ વધુ પ્યારી. શ્રીમંધરજી ૪
સંપૂર્ણ.

હારેઓ શ્રીમંધર વંદીઆ આતમ હીતકાજ
કર્મ કંલક ને દુરકરી દીએ શીવપુર રાજ. શ્રીમંધરજીન વંદીએ
સ્વામી વસો માહાવીદેહમાં હું રહ્યા ભરત મોઝાર.
દુરરહી કરૂ વીનતી ભવ જલ પાર ઉતાર. શ્રીમંધરજીન વંદીએ

પાંચશે ધનુષની દેહડી, સોવન વર્ણ શરીર.
ઘનઘાતી કરમને દુરકરી, તારે ભવીજનધીર. શ્રીમંધરજીને વંદિરે
સમોશરણમાં શોભતા, ચોત્રીશ અતીશયવાન.
પાંત્રીશ વાણી ગુણે કરી, દેશના અમીય સમાન, શ્રીમંધરજીન
ચોરાસીલાખ પુરવ તણુ, જીનવરજીનું આય,
કમળ વિજય કહે પ્રણમતાં, વહેલું શીવસુખ થાય. શ્રીમંધરજીન

સંપુર્ણ.

## (શ્રીમંધરજીની સ્તુતિ)

શ્રી શ્રીમંધર ત્રીગડે બેસી, ભવીમન સંશય ભાજેજી.
પંચવીદેહમાં વીશ તીર્થંકર, વીચરે ભવી હીત કાજેજી.
આગમ વાણી અમીયસમાની, વરસાવે જલ ધારજી,
હૃદય કમળમાં અહનીશ સમરી, લઇએ શીવપુર રાજજી, ઇતિ

૨

શ્રીમંધર દેવ સુહંકર, મુની મન પંકજ હંસાજી
કુંથુઅરજીન અંતર જન્મ્યા, તિહુ અણુજસપર સંસાજી
સુવ્રતનમી અંતરવરી દીક્ષા, શિક્ષા જગત નિરાશેજી,
ઉદય પેઢાલજીનાતરમાં પ્રભુ.

જાશે શિવ વહુ પાસેજી ॥ ૧ ॥

## સ્તુતિ શ્લોક.

ૐ નમો વિશ્વનાથાય, વિશ્વસ્થિતિ વિધાયિને અર્હતે વ્યકતરૂપાય,
યુગાદિશાયયોગીને ॥ ૧ ॥

આધારદાઇ જીવાનાં, બુડતા ભવસાગરે, શત્રુંજય મહાધિપ
ભાતી મુકિત તતાશ્રીતઃ ॥ ૨ ॥
જયસ્વામીજિનાધીશ, જયદેવજગદ્ગુરૂઃ જયત્રૈલોકય તિલક,
જય સંસાર તારણુઃ ॥ ૩ ॥
સ્વામીનામપિચઃસ્વામી, ગુરુનામપિયઃગુરુ દેવવનામપિયઃદેવ
તસ્મૈ તુમ્યં જમોનમઃ ॥ ૪ ॥

## અબમોયે તારતાર રૂષભજી અબમોયે પાર ઉતાર

મારી વિનતી અવધાર રૂષભજી અબમોયે પાર ઉતારએ ટેક
કાળ અનાદિ અનંત હું ભમીયો, ભવસાગર મોજાર
અબ તોરે ચરણુ શરણુ હું આવ્યો, જાણી મોટા દાતાર રૂ. ૨
દાતારી મોટા થઇ સ્વામી, કેમ કરો છો વાર નિજ સેવકને નિજ
સંપદા દેતા ક્ષણુ નવી લાગે વાર, એ વાર રૂ
તારક નામજો સાચુ ધરાવો, તો ભવો દધિ પાર ઉતાર. ૩
બાંહ્ય ગ્રહી શેવકને તારો શું કહું વારંવાર શું કહું વારંવાર ૪
શ્રી સિદ્ધાચળ મંડન સ્વામી, ગુણુ અનંત અપાર
હૃદય કમલમાં અહનિશ સ્મરૂં, આપો સિદ્ધ સુખ સાર. આ૦
સિ૦ ૫ ઇતિ સંપુર્ણ.

## सिद्धाचळ स्तवन.

કંચન ગિરિજીકા ધ્યાન તું ધરલે ભવત્રીજે અચળ પદ વરલે
કંચન ગિરિજીકા ધ્યાન એ ટેક.

પાપી અભવિ નજરે ન દેખે, હીંસાદિક ઉધરલે.
કંચન ગિરિજીકા ૧
વિમળ ગિરિમંડણ ત્રીજગવંદન, નિરખી હરષ અંગ વરલે
લોકાલોક પ્રકાશક પ્રભુજી, અનંત ચતુષ્ટય ધરલે,
કંચન ગિરિજીકા ૨
શુદ્ધાત્મ આતમા આગતે, ભાવ સુધારસ ખીલે
કહે પદ્મએ ગિરિધ્યાને, સિદ્ધ અનંત સુખ વરલે. કં. ૩
ઇતિ સંપુર્ણ.

## સિધ્ધાચલનું સ્તવન.

ચાલો ચાલો કંચન ગિરિ જઇએરે, હમે પુજીને પાવન થઇએરે.
ચાલો ચાલો કંચન ગિરિ જઈએરે એ ટેક
કોડી સહસભવ, પાતિકતુટે, શેત્રુંજા, સામોડગ ભરીએ. ચા કં ૧
બાલ કાલની ચેષ્ટા ટાલી, જયણાએ સંચરીએ. ચા કં.
ભૂલ અનાદિની દુર વિસારી, પુંડરીક પદ હર્ષે જપીએરે. ચા કં. ૨
ભવ તારક એ તીરથ ફરસી, આદિનાથના દર્શન કરીએરે. ચા કં.
સોના રૂપાને ફુલડે વધાવી, ત્રણ પ્રદક્ષિણા દઇએરે. ચા કં. ૩
સુરજ કુંડમાં નાહી ધોઇ, કાયા નિર્મળ કરીએરે ચા કં.
કેસર ચંદન ભરીરે કચોલી, મારા પ્રભુજીની અરચા કરીએરે. ૪
મણી માણેક મુકતાફળ લેઈ, અનોપમ આંગી રચીએરે.
શીવ નારીને કાગલ લખીએરે. ચા કં.
વિવિધ ભાતકે પુષ્પ મંગાવી, ગજરા પ્રભુ શીર ધરીએરે. ચા કં. ૫

ધૂપ, દીપ, અક્ષત, નૈવેદ્ય ફળ ઢોકી, ભાવસ્તવ હવે કરીએરે ચા કં.
ગીત ગાન ઓર તાન લગાવી, નાટક પ્રભુ આગે કરીએરે. ચા કં ૬
ત્રીકરણ શુધ્ધે ભાવના ભાવી, નરભવ લાહો લઇએરે. ચા કં.
કહે કમળ ગિરિધ્યાનપસાયે, સિદ્ધ અનંત સુખ વરીએરે. ચા કં ૭
ઇતિ સંપુર્ણ.

## રૂષભાદિ ૨૪ જિનના નામનું સ્તવન

થયો છે રે હમ, સફલદિવશ, જિન દર્શનથી આજે,
પ્રભુના દર્શનથી આજે થયો છેરે. એ ટેક ૧
પ્રથમ દેવ આદિશ્વર તો દિઠું અનોપમ રૂપ
અરિહંતા, ભગવંતા. ગુણવંતા દેખંતા, અતિઆનંદ ઉલશીત
તનમન ધનઘડી ધનપળ આજે થયોછેરે. ૨
અકલ અલખ અજરનિરંજન ભવ ભય ભંજન રૂપ
શ્રી શાંતિ, સુખકાંતિ, ટળેભ્રાંતિ, આતમગુણ નિર્મળ અનુભવતા
ભવભય સવિભાંજે થયો ૩
પંચમ આરે દુષમકાળે માહરે અવસર પુન્ય નિધાન.
જ્ઞેયજ્ઞાને ધેય ધ્યાનેમન આણે ધ્યાતા ધ્યેયરૂપ થઇ કમળ કહે,
રહે શિવ રાજે થયો છેરે અમ સફળ દિવસજી. સંપુર્ણ ૪

## રૂષભાદિ ૨૪ પ્રભુનું સ્તવન

આજ આ મંડળ સહુ સ્તવન ભણો જીનતણા,
અંગથી ઉમંગ સંગરાખશો નહિ મણા આજ આ ૧

રૂષભ અજિત સંભવ અભિનંદન સુમતિ તણા,
પદ્મ શ્રી સુપાર્શ્વ ચંદ્ર સુવિધિ શિતલ શ્રેયાંસના આ ૨
વાસુ પુજ્ય વિમળ અનંત ધર્મ શાંતિ કુંથુના,
અરમલ્લ મુનિવ્રત નમી, નેમપાર્શ્વ વીરના આ ૩
સપ્તસ્વર તીનગ્રામ નૃત્ય કરો તાલમાં
કહે કમળ જન્મ સફળ થાય પ્રભુ ગુણ તાનમાં. સંપુર્ણ ૪

## સમ્યકત્વ ભાવ પુજા વિષે સ્તવન.

કુમાર ગભારો નજરે દેખતાં એ૦ દેશી—

સમકીત દ્વાર ગભારે પેસતાજી પાપ પડલ ગયાં દુરરે,
મોહન મરૂદેવિનો લાડણોજી દીઠો મીઠો આનંદ પુરરે—સ૦ ૧
આયુ વરજીત સાતે કરમનાંજી સાગર કોડા કોડી હીનરે,
સ્થિતિ પઢમ કરણે કરીજી વિર્ય અપુર્વ મોગર લીધરે,—સ૦ ૨
ભુગળ ભાંગી આધ કષાયનીજી મિથ્યાત્વ મોહની સાંકળ સાથરે,
દ્વાર ઉઘાડર્યાસંવેગનાજી અનુભવ ભુવને બેઠો નાથરે—સ૦ ૩
તોરણ બાંધ્યું દયા તણુંજી સાથીઓ પૂર્યો શ્રદ્ધા રૂપરે .
ધુપ ઘટા પ્રભુ ગુણ અનુમોદનાજી ધી ગુણ મંગળ આઠ અનુપરે
—સ૦
સંવર પાણી અંગ પખાલનેજી કેશર ચંદન ઉત્તમ ધ્યામરે,
આતમગુણ રૂચી મૃગ મહ મહેજી પંચાચાર કુસુમ પ્રધાનરે.
ભાવપુજાયે પાવન આત્માજી પુજો પરમેશ્વર પુન્ય પવિત્રરે,
કારણ જોગે કારજનિપજેરે ખીમા વિજયજી આગમ રીતરે—સ૦ ૬
ઇતિ સં૦

# શ્રી મહાવીર જીન સ્તવન.

મેરે મન વશ રહે શ્રી મહાવીરરે-મેરે—એ ટેક

રોમ રોમ માંહે પ્રભુ વસીયા, તરસ બુઝે બિન નિર-મે૦ ૧
વરસત વાણી નિજ ચંદ્રવદનસે, સુણીસુણી પાયેભવતીર-મે ૨
તુમ ચરણકી રજ ચંદનકર ચરચું આપણ શરીર-મે૦ ૩
કરી તુમ ચરણ કમળકી સેવા, પામુ ભવજળ તીર-મે૦ ૪

ધન્ય ધન્ય ભાગ્યને ધન્ય દિવશ છે આજે ।
મે નિરખ્યા શ્રી મહાવીર પરમપદ કાજે ॥
રચી સમો વસરણ સુર કિન્નર પુલ વરસાવે,
જળથરના નીપના પણ પીડા નવી થાયે; ધન્ય ૧
તિહાં અશોક વૃક્ષથી શોક સકળનો જાવે,
જસ મસ્તક ઉપર બાર ગુણો સોભાવે;
પ્રભુ ભજો ભજો એમ દેવ દુંદુભી બોલે,
નહિ ત્રણ ભુવનમાં વીર પ્રભુની તોલે. ૨
પ્રભુ મસ્તક ઉપર ભામંડળ બીરાજે,
આકાશે રહ્યા જે સૂર્ય તે પણ લાજે.
સિંઘાસને બેઠા ચામર દોડી જાય;
પ્રભુ મસ્તક ઉપર ત્રણ છત્ર સોહાય. ધન્ય ૩
એમ અષ્ટ પ્રાતિ હાર્ય કરી સોહાએ,
બીજી શોભા પણ મુખથી કહી ન જાય;

પ્રભુ સિંઘાસન પર બેસી અતિસયવંત.
ચૌ મુખ કરીરે દેશના દીએ ગુણવંત ધન્ય ૪
તિહાં સુર નર નારી ઇંદ્ર ઇંદ્રાણી આવે;
પસુ પંખી સઉને સંતોષ થાવે,
પ્રભુ અમૃત સરખી વાણી વરસે જલધાર.
સૌ નિજ નિજ ભાષામાં સમજી લહે ભવપાર, ધન્ય ૫
કરે સમ વસરણકી રચના આગમ અનુસાર,
સુરતના સંઘને હૈડે હરખ અપાર.
ઓગણીશ ચુમાલીસ સાલ ભાદરવો આવે,
સુદ પુનમે ભકિત કરે સુભ ભાવે ધન્ય ૬
ગજ ઘોડા ઢાલ નિશાન ને વાજાવાજે,
રથ જાત્રા કરી બહુ શાસન ઉંન્નતિ કાજે
વિધિ યોગે કરો જીન ભકિત તરો સંસાર,
પ્રભુ શાસન માંહિ વર્તે છે જય જય કાર. ધન્ય ૭
એમ તાલ રાગમાં મધુર સ્વરે ગુણ ગાવે,
તા તા થૈ થૈ કરતા હરખ અંગ નમાવે;
એમ કમલ વિજય કહે ભાવે સ્તવના કરશું,
મહાવીર પસાય પરમાનંદ પદ વરસું ધન્ય. ભાગ્યરે ૮

૫૬.

ચેતન ચપલતા દુર કરીને જીન ચલણે ધર રાગ
શ્રી જિનવરના દર્શન કરવા કયાંથી મલે આ લાગ

ફરી નહી આવે વખત આવો લીજે એક નરભવનો લાહો–ટેક
દસ દ્રષ્ટાંતે દુર્લભ નર ભવ પુન્યે પામ્યો આજ. ૧
દાનશીલ તપ ભાવના ભાવી, લે સુધારી નિજકાજ–ફરી૦ ૨
અબ ચેતે તો ચેતી લેને જો બુઝે તો બુઝ.
ખાનારાતો ખાઇ જાશે, માથે પડશે તુજ–ફરી૦ ૩
કલ્પવૃક્ષ સમ નરભવ જાણી, એળે કહાં ગમાય.
લગન વેલા ગઇ ઉંઘમાતો, પછિ ઘણો પસ્તાય–ફરી૦ ૪
જુઠી સબ સંસારકી માયા, સ્વપ્નાકા સબ ખેલ
કરી પ્રભુ ચરણકમળકી સેવા, કરલે પ્રભુશું મેલ–ફરી ૫

## પૂર્વ મુનિકૃત સ્તવનો.

પ્યારો ડુંગર મોતીડે વધાવું, નિર્ખી હરખી ગુણ ગાઉ.
પ્યારો ડું. એ ટેક.
કાંકરે કાંકરે સિદ્ધ અનંતા, ગિરિ ફરસીને પાવન
થાઉરે પ્યારો ડુંગરમો. ૧
સુરજ કુંડમાં નાહી નીર્મલ થઇ, નવનવી
આંગીરચાવુંરે. પ્યારો ડુંગરમો. ૨
ત્રણ પ્રદક્ષણા દેઇ પ્રભુને, ભવ ભ્રમણ મીટાવું.
પ્યારો ડુંગરમો. ૩
કરી પ્રભુ ચરણ કમળની સેવા, પરમાનંદ પદ પાઉ.
સંપૂર્ણ.

# શ્રી શાંતિનાથ જીન સ્તવન

શાંતિ જીનેશ્વર સાચો સાહેબ,
સાંતિ કરણ અનુકુળમે હો જીનજી;
તુ મેરા મનમેં, તું મેરા દીલમેં,
ધ્યાન ધરૂં પલપલમા સાહેબજી. તું મેરા. ટેક ૧
ભવમાં ભમતાં મેં દરશન પાયો,
આશા પુરો એક પલમે સાહેબજી. તુ મેરા. ૨
નીરમલ જ્યોત વદન પર સોહે,
નીકસ્યોજી ચંદબાદલમેં હો જીનજી. તુ મેરા ૩
મેરો મન તુમ સાથે લીનો,
મીન વસે જ્યું જલમે સાહેબજી. તુ મેરા. ૪
જીનરંગ કહે પ્રભુ શાંતિજીનેશ્વર,
દીઠો દેવ સકલમે હોજીનજી. તુ મેરા. ૫

સંપૂર્ણ.

શાંતિજીનંદ જબનયન મીલ્યારે,
તબમેરો નરભવ સફલ થયોરે. શાંતિ. ટેક ૧
સમકીત સુદ્ધ કરણ પ્રભુ મુરત,
નીરખીત ચિત્ત આનંદ થયોરે. શાંતિજીણુંદ. ૨
અહનિશ ધ્યાન ધરૂં પ્રભુ તેરો,
શુદ્ધ સ્વરૂપ પ્રગટ હોય મેરો. શાંતિજીણુંદ. ૩
અગમ અગોચર શુદ્ધ સ્વરૂપી,

ચિદ્દાનંદ ઘનચંદ પ્રભુરે. શાંતિજીણંદ. ૪
સિદ્ધિ વિજય શિષ્ય કમળવિજય કહે,
પરમાનંદ પદ મુજ દીયોરે.
શાંતિજીણંદજબ. ઈતિ. ૫

## રાયણ હેઠળનું સ્તવન.

નીલુડીરાયણ તરૂતલે. સુણ સુંદરીઆં.
પીલુડા પ્રભુજીના પાયરે ગુણ મંજરીઆ,
ઉજવળ ધ્યાને ધ્યાઇએ. સુણ૦
એહીજ મુકિત ઉપાયરે ગુણવે૦ ૧
શિતલ છાયાએ બેસીએ. સુણ૦
રાતડો કરી મન રંગરે, ગુણવે૦
પુજીએ શોવન પુલડે. સુણ૦
જેમ હોય પાવન અંગરે ગુણવે૦ ૨
ખીર ઝરે જેહ ઉપરે સુણ૦
નેહ ધરીને એહરે; ગુણવે૦
ત્રીજે ભવતે શીવલ હે. સુણ૦
થાએ નીરમલ દેહરે ગુણાવે,
પ્રીત ધરી પ્રદક્ષણા. સુણ૦
દીએ એહને જે સારરે. ગુણાવે. ૩
અભંગ પ્રીતિ હોય જેહને. સુણ૦
ભવ ભવ તુમ આધારરે. ગુણવે.

કુશમ ફૂલ પત્ર મંજરી. સુણ૦
શીખા થડને મુલરે. ગુણવે. ૪
દેવતણા વાશા છે. સુણ૦
તિર્થને અનુકુળરે. ગુણાવે.
જ્ઞાન વિમળ ગુણ ભાખીઓ. સુણ૦
શેત્રુજા મહાત્મ્ય માહરે ગુણવેલડીઆ. ૫ ઈતિ.

## શ્રી પુંડરીક જીનનું સ્તવન.

એકદીન પુંડરીક ગણધરૂંરે લાલ,
પુછે શ્રી આદીજીનંદ સુખકારીરે. એક. એ ટેક
કહીએ ભવજળ ઉતરીએરે લાલ,
પામીશ પરમાનંદ ભવ વારીરે. એકદિન. ૧
કહે જીન ઇહગિરિ પામસોરે લાલ,
જ્ઞાન અને નિરવાણ જયકારીરે
તીરથ મહિમા વાધશેરે લાલ,
અધિક અધિક મંડાણ નિરધારીરે. એકદિન ૨
ઇમ સુણીને તીહાં આવીઆરે લાલ,
ઘાતી કરમ કર્યાં દુરતુંમ વારીરે
પંચકોડ મુનિ પરિવર્યા લાલ,
હુઆ સિદ્ધી હજુર ભવ વારિરે, એકદિન. ૩
ચૈત્રીપુનમ દિન કીજીએરે લાલ,
પૂજા વિવિધ પ્રકાર દિલ ધારીરે

ફળ પ્રદક્ષણા કાઉ સગારે લાલ,
લોગસ્સથૂઇ નમુકાર નરનારીરે. એકદિન. ૪
દશવિશ ત્રીશ ચાલીશ ભલારે લાલ,
પચાશ પુષ્પની માળ અતિ સારિરે
નર ભવ લાહો લીજીએ રે લાલ
જેમ હોય જ્ઞાન વિશાળ મનોહારીરે. એકદિન. ૫

## શ્રી રીષભદેવનું સ્તવન.

માતા મારૂ દેવીના નંદ, દેખી તાહરી મુરતિ મારૂં મન લોભાણુંજી;
મારૂં દિલ લોભાણુંજી, દેખી તાહરી મુરતિ મારૂં મન
લોભાણુંજી. એ ટેક.

કરૂણા નાગર કરૂણા સાગર; કાયા કંચનવાન;
ધોરી લંછન પાઉલે, કાંઇ ધનુષ પાંચસે માન. માતા. ૧
ત્રીગડે બેસી ધર્મ કહુંતા, સુણે પરખદાબાર;
જોજન ગામિની વાણી મીઠી, વરસંતિ જળધાર. માતા. ર
ઉરવશી રૂડી અપછરા ને, રામા છે મનરંગ;
પાયે નેપુર રણુઝણે, કાંઇ કરતી નાટારંભ. માતા. ૩
તુંહી બ્રહ્મા તુંહી વિધાતા, તું જગતારણહાર;
તુજ સરખો નહીં દેવ જગતમાં અરવડીયાં આધાર માતા. ૪
તુંહી ભ્રાતા તુંહી તત્રા, તુહી જગતને। દેવ;
સુરનર કિન્નર વાસુદેવા, કરતા તુજ પદ સેવ. માતા. ૫

શ્રી સિદ્ધાચળ તિરથકેરો, રાજા રિષભ જીણંદ;
કીર્તિ કરે માણેક મુની તાહરી, ટાળો ભવભય ફંદ. સાતા. ૬

## સિધ્ધાચલ સ્તવન.

બાપલડારે પાતીકડાં તમે શું કરશો હવે રહીને,
શ્રીસિદ્ધાચલ નયણે નિરખી, દુર જાવો તુમે વહીને. બાપલડારે
આદ્ધી અનાદિ લગે તુમ સાથે, પ્રીતધરી નિર વહીને, આજથકી
પ્રભુ ચરણે રહેવું, એમ શીખવીચું મનને, બાપલડારે. ૧
દુષમકાળે ઇણે ભરતે મુકિત નહિ સંઘેણને, પણ તુજ ભકિત
મુકિતને ખેંચે ચમક ઉપર જેમ લોહનેરે બાપલડારે. ૨
બાહ્ય અભ્યંતર શત્રુ કેરો ભય ન હોવે મુજ મનનેરે,
શેવક સુખીયોસુજસ વિલાસી તે મહીમા પ્રભુ તુજનેરે,
બાપલડારે. ૩
શુધ સોહાગણ ચુરણ આપ્યું, મીથ્યાપંક સોધનને, આતમભાવ
થયો તણ નીરમળ આનંદ તુજ ભજનેરે[1]. બાપલડારે. ૪
નામ મંત્ર તુમારો સાધ્યો, તે થયો જગમોહનને
તુજ મુખ મુદ્રા દેખી હરખું, જીમચાતક જળધરનેરે,
બાપલડારે. ૫
અખગ નીધાન તુજ સમકીત પામી, કોણ વંછે ચળધનનેરે,
સમકીત સૂધારસ કંચોળે, શીચો, શેવક તનનેરે બાપલડારે. ૬
તુમ વીના અવર દેવના જાચું ફરી ફરી આ મનને.

જ્ઞાન વિમળ કહે ભવજળ તારો સેવક બાંહ્ય ગ્રહીને બાપલડારે ૭
પાતીકડારે તમે શું કરશો હવે રહીને, ઇતી સંપુર્ણ.

## જીનપ્રતિમા શ્રધ્ધા સ્તવન.

ભવિકાશ્રી જીનબિંબ જુહારો,આતમ પરમ
આધારોરે ભવિકા શ્રી જીનબિંબ જુહારોએ ટેક
જીનપ્રતિમાજીન સરખી જાણો, ન કરો શંકા કોઈ
આગમ વાણીને અનુસારે, રાખો પ્રીતિ
સવાઇરે. ભવિકા. શ્રી. ૧
જે જીનબિંબ સ્વરૂપન જાણે, તે કહીએ કેમ જાણુ,
ભુલા તે અજ્ઞાને ભરિઆ, નહીં તીહાંતત્વ
પિછાણોરે ભવિકા શ્રી ૨
અંબર શ્રાવક શ્રેણિકરાજ, રાવણ પ્રમુખ અનેક
વિવિધ પેરે જીન ભકિત કરતા. પામ્યા પરમ
ધરમ વિવેકરે ભવિકા. શ્રી. ૩
જીન પ્રતિમાં બહુભગતે જોતાં, હોય નીશ્ચે ઉપકાર
પરમાર્થ ગુણ પ્રગટરે પૂરણ,જુઓ જુઓ
આદ્રક કુમારરે. શ્રી ૪
જીન પ્રતિમા આકારે જલચર છે બહુ જલધિ મોઝાર,
તે દેખી બહુલા મચ્છાદિક, પામ્યા વિરતી
પ્રકારરે. ભવિકા. શ્રી ૫
પાંચમે અંગે જીનપ્રતિમાનો, પ્રગટ પણે અધિકાર,
સૂરીઆ ભસુર જીનવર પૂજયા, રાયપ શ્રેણી
મોજારરે ભાવિકા. શ્રી ૬

દશમે અંગે અહિંસા દાખી, જીન પુજ્યાજીનરાજે
એહવા આગમ અરથ મરોડી, કરીએ કેમ
અકાજરે ભવિકા. શ્રી ૭

સમકીત ધારી સતીઅદ્રુપદી. જીન પુજ્યા મનરંગે,
જો જો એહનો અરથ વિચારી, છઠ્ઠે જ્ઞાતા
અંગેરે ભવિકા. શ્રી

વિજયસુરે જેમ જીનવર પૂજા કીધી ચીત સ્થીર
રાખી દ્રવ્ય ભાવબિંહુ ભેદે કીની જીવાભિગ
મ તે સાખીરે ભવિકા. શ્રી ૮

ઇત્યાદિ બહુ આગેમ સાખે, કોઇ સંકા મત કરજો,
જીનપ્રિતમા દેખી નીત્યનવલો, પ્રેમઘણો
ચિત્ત ધરજો ભવિકા. ૯

ચિંતામણી પ્રભુ પાસ પસાયે, સરધા હોજો સવાઇ
શ્રીજીનલાભસુગુરૂઉપદેશે શ્રી જીનચંદ્ર
સવાઇરે ભવિકા. શ્રી ૧૦

## અથ પંચમીનું લઘુ સ્તવન.

પંચમી તપ તુંમે કરોરે પ્રાણી, જેમ પામોરે નિર્મલ જ્ઞાનરે;
પહેલું જ્ઞાન ને પછી ક્રિયા, નહિ કોઇ જ્ઞાન સમાનરે. પં૦ ૧
નંદી સુત્રમાં જ્ઞાન વખાણ્યું, જ્ઞાનના પાંચ પ્રકારરે;
મતિ શ્રુત અવધિને મનઃ પર્યવ, કેવળ એક ઉદારરે. પં૦ ૨
મતિ અઠાવીસ શ્રુત ચઉદહવીસ, અવધિ અસંખ્યપ્રકારરે;

દોયભેદે મનઃ પર્યવ દાખ્યું; કેવળ એક ઉદારરે. પં૦ ૩
ચંદ્ર સૂર્ય ગ્રહ નક્ષત્ર તારા, એકથી એક વિશેશરે;
કેવળ જ્ઞાન સમો નહિ કોઇ, લોકાલોક પ્રકાશરે. પં૦ ૪
પાર્શ્વનાથ પ્રસાદ કરીને, મ્હારી પુરો ઉમેદરે;
સમય સુંદર કહે હું પણ પામું, જ્ઞાનનો પંચમો ભેદરે. પં૦ ૫

## શ્રી અષ્ટાનું સ્તવન.

શ્રી રાજગ્રહી નયરી ઉદ્યાને અતિય બીરાજેરે વિચરંતાં વીર
જીણુંદ અતિશય છાજેરે, તીહાં ચોત્રીસને પાંત્રીશ વાણી
ગુણ ગાજેરે, પધાર્યા શ્રેણીક રાય વંદન કાજેરે
તિહાં ચોસઠ સૂરપતિ આવી ત્રિગડુ બનાવેરે
તિહાં બેસીને ઉપદેશ પ્રભુજી સુણાવેરે
તિહાં સુર નરનારી તિર્યંચ નીજ નીજ ભાષારે
ભેદ સમજીને ભવીજીવ લહે સુખવાસોરે
તવ ઇંદ્રભૂત માહારાજ કહે પ્રભુ વીરનેરે
અષ્ટમીનો મહિમાય પ્રભુજી અમનેરે
તવ ભાખે વીરજીણુંદ સુણો ભવિ પ્રાણીરે
અષ્ટમી દિન જીનના કલ્યાણ ધારો ચિત્ત આણીરે

ઢળ ૨જી.

પહેલું રીષભ જન્ય કલ્યાણરે, ચરિત્ર લહે શુંભવાનરે
ત્રીજા સંભવનું નિરવાણ ભવિ તુંમે અષ્ટમી તિથી શેવોરે
એ છે શિવવંધુ મળવાનો મેવો ભવિ૦ ૧

અજીત સુમતિ જીન જનમ્યારે જીન સાતમાં શિવ વિસ
રામ્યારે અભિનંદન શીવપદ પામ્યારે. ભવિ૦ ૨
વીશમા મુની સુવ્રત સ્વામીરે તેનું જન્મ કલ્યાણ મોક્ષ
ધામિરે. એકવીશમાં શિવ વિસરામીરે ભવિ૦ ૩
શ્રી પાર્શ્વજીન મોક્ષ મહંતારે ઇત્યાદીક જીન ગુણવંતારે
કલ્યાણક મોક્ષ કહંતા. ભવિ તુમે. ૪
તેથી અડકર્મ દુર પલાયારે, એથી અડસિદ્ધિ અડબુદ્ધિ
સધાયરે. તેને કારણ શિવચિત્ત લાય. ભવિ તુમે૦ ૫
એવી વીરજીણંદની વાણી સુણી સમજ્યા કેઈ ભવિ પ્રાણીરે
ઇત્યાદીક જીનગુણ ખાણી. ભવિ૦
શ્રી ઉદયસાગર ગુરૂ રાયારે તસ શિષ્ય વિવેકે ધાયારે
શ્રી ન્યાયસાગર ગુણ ગાયા. ભવિ તુમે૦

## અથ એકાદશીનું સ્તવન ત્રીજું.

મૃગસર સુદ એકાદશી દીને જાયારે,
ત્રીભુવન ભયોરે ઉદ્યોત સેવે સુરઆયા. ૧
સુખીઆ થાવર નારકી શુભ છાયારે,
પવન થયા અનુકુળ શુખાલા વાયારે; ૨
અનુક્રમે જોવન પામીઆ સુણીઆયારે,
પૂરવના ષટ મિત્ર કહી સમજાયારે. ૩
સુદિ એકાદશિ દીને વૃત પાયારે,

તે દિન કેવળ જ્ઞાન લહે જીનરાયારે. ૪
જ્ઞાન વિમલ મહિમા થકી સુજશ સવાયારે,
મલ્લિજીનેશ્વર ધ્યાને નવનિધ પાયારે. ૫
ઈતિ૦

## શ્રીમદ ત્રીજાનું સ્તવન ચોથું.

પંચમ સુરલોકના વાસીરે. નવ લોકાંતિક વિલાશીરે
કરે વિનતી ગુણ નિરાશી, મલ્લીજીન નાથજી વૃત લીજેરે
ભવિજીવને શીવ સુખદીજે મલ્લીજીન. ૧
તુમે કરૂણારસ ભંડારરે, પામ્યા છો ભવજળપારરે
શેવકને। કરે। ઉદ્ધાર મલ્લીજીન. ૨
પ્રભુદાન સંવત્સરી આપેરે જગના દાલિદ્ર કાપેરે ભવ્યત્વ
પણે તસ થાપે મલ્લી. ૩
સુરપતિ સઘળા મળી આવેરે મણી રચન શોવન
વરસાવેરે પ્રભુ ચરણે શિસ નમાવે મલ્લી. ૪
તિર્થો દક કુંભાલાવેરે પ્રભુને સિહાસન ઠાવેરે સુરપતિ
ભકતે ન્હવારે મલ્લીજીન. ૫
વસ્ત્રા ભરણે શિણગારેરે, ફુલ માળા હૃદય ધારેરે દુખડાં
ઇંદ્રાણી ઉધારે મલ્લી. ૬
મલ્યા સુરનર કોડા કોડીરે, પ્રભુ આગે રહે કરજોડીરે
કરે ભક્તી યુક્તી મદ મોડી. મલ્લી. ૭

મૃગસર સૂદની અજુઆલી, એકાદશી ગુણ નિહાલીરે
વર્યા સંજમ વધુ લટકાલી. મલ્લી. ૮
જાણો દિક્ષા કલ્યાણક એહરે ગાતાં દુઃખ ન રહેરે
રૂપ વિજય સોહભાગિજી. મલ્લી. ૯
સંપૂર્ણ

## શાશ્વતા જીન સ્તુતી.

રૂષભ ચંદ્રાનન વંદન કીજે, વારિખેણ દુઃખ વારોજી.
વર્ધમાન જીનવર વલી પ્રણમું, શાસ્વતા નામ એ ચારેજી.
ભરતાદિક ક્ષેત્રે મલી હોવે, ચાર નામ ચિત્ત ધારોજી.
તિણે ચારે એ શાસ્વતા જીનવર, નમીએ નિત સવારેજી. ૧
ઉર્દ્ધ્વ અધો તીર્ચ્છે લોકે થઇ, કોડી પન્નરશેં જાણોજી;
ઉપર કોડી બેંતાલીશ પ્રણમો, અડવન્ન લક્ષમન આણોજી.
છતીશ સહસ એંશી તે ઉપર, બિંબ તણો પરિમાણોજી;
અસંખ્યાત વ્યંતર જ્યોતિષીમાં, પ્રણમુ તે સુવિહાણોજી. ૨
રાય પસેણી જીવા ભિગર્મે, ભગવતી સૂત્રેં ભાખીજી;
જંબુદ્વીપ પન્નતી ઠાણુંગે, વિવરીને ઘણું દાખીજી.
વલીય અશાશ્વતી જ્ઞાતા કલ્પમાં, વ્યવહાર પ્રમુખેં આખીજી;
તે જિન પ્રતિમા લોપે પાપી જિહાં બહુ સૂત્ર છે સાખીજી ૩
એ જિન પૂજાથી આરાધક, ઇશાન ઇંદ્ર કહ્યાજી;
તિમ સૂરિયામ પ્રમુખ બહુ સુરવર, દેવીતણા સમુદાયાજી.
નંદીસર અઠાઇ મહોત્સવ, કરે અતિ હર્ષ ભરાયાજી;

જિન ઉત્તમ કલ્યાણુક દિવસેં, પદ્મ વિજય નમો પાયાજી. ૪

ઇતિ સંપૂર્ણ.

શ્રી સીદ્ધ ચક્ર સેવો, આણી હર્ષ અપારઃ
અરિહંતા દિકની ભક્તિ કરો, ત્રણુ કાલ,
આગેમમાં ભાખો, તપ સઉમાં સીરદાર;
વીમલેશ્વર પુરે, પદ્મ વંછીત તત્કાલ. ૧

સંપૂર્ણ

## અથ શ્રી વૈરાગ્યની સઝાય.

તને સંસારી સુંખ કેમ સાંભરેરે લોલ
દુઃખ વિસર્યાં ગર્ભા વાસનાજો
નવ માસ રહયો તું માતા ઉદરેરે લાલ
મલમુત્ર અશુચિ વાસમાંજો—તને ટેક ૧
ત્યાં હવા પવન નહિ સંચરેરે લાલ
નહી સેજ તલાઇ પલંગજો
તીહાં લટકી રહયો ઉંધે મસ્તકેરે લાલ
દુઃખ સહત અનંત અપારજો—તને ર
ઉઠ કોડી સુઇ તાતી કરીરે લાલ
સમકાલે ચાંપે કોઇ રાયજો.
તેથી અનંત ગુણી તીહાં કનેરે લાલ
દુઃખ સહન વિચાર તવ થાયજો તને ૩
હવે પ્રસવે મુંજ માવડીરે લાલ

તો હું કરૂં તપજપ ધ્યાનજો
હવે સદા સેવું જીનરાજનેરે લાલ
મુકું કુદેવ કુગુરૂને અજ્ઞાનજો—તને ૪
જ્યારે જનમ્યો ત્યારે ભુલી ગયોરે લાલ
ઊંહાં ઉહાં રહયો ઇમ કહુંતજો
તીહાં લાગી લાલચ રમવા તણીરે લાલ
આયુ અંજલી જલ સમ જાયજો—તને ૫
ઇમ બાલક વય રમતાં ગઇરે લાલ
થયો જોબને મકરધ્વજ સાંઢજો
પ્રીત લાગી સદા રમણી સુખેરે લાલ
પુત્ર પૌત્ર દેખી હરખાયજો
થઇ ચીંતા વિવા વાજનનીરે લાલ
ધન કારણે ધ્યાવે નીસદીસ જો
પુણ્ય હીણુ થકો પામે નહીરે લાલ
ચિંતે ચોરી કરૂં કે લુટું દેશજો—તને ૭
ગયું જોબન આવી જરા ડાકણીરે લાલ
ધ્રુજે કર પગ શીર ને શરીર જો
ઘરે કહ્યું કોઇ માને નહિંરે લાલ
પડયો કરે પોકાર નહીં ધીરજો—તને ૮
ઇમ કાળ અનંતો વહિ ગયોરે લાલ
અબ ચેત મુરખ અબ ચેતજો

જીનદાસ કહે જોગ એહવોરે લાલ
મળવો છે મહા મુશ્કેલજો—તને ૯

## અથ પદ લિખ્યતે રાગ ભ્રમિત

રાગ દ્વેષ દોય નિવારા સોહિ અબધુ હમારા રાગ દ્વેષ આંકણી
સમદ્રષ્ટિને શીતલ પ્યાર, વિવાદ કુવેમેં ડાલા—રાગ ૧
આતમમે પરમાતમ પ્યાર, સોહી છોડકે કેસે ઝુલાના—રાગ ૨
શ્વાસો શ્વાસ ધ્યાનજ સાર, અજપાજાપ સોયે પ્યારા—રાગ ૩
સોહં સોહં રટના રટતે, સોહી શબ્દ મુક્તિ કહાયે—રાગ ૪
ઓર નહીં કોઈ મોક્ષ આકાશ પાતાળ નહીં હે કોઈ
સિદ્ધ સિલા મે વાસ—રાગ ૫
ભીતર હે સ્વર્ગ પાતાળા ઘટ ભિતર હે કૌતક સાર—રાગ
ઘટ ભિતરહિ નાચે ગાવે, ઘટ ભિતરહી વિણા બજાવે—રાગ ૭
કોઇક દેખે દેખણ હારા સોહી ઉત્તમ ગુરૂ હમારા
રાગ દ્વેષ દોયે નિવારા, સોહી અબધુ હમારા-રાગ ૮ ઇતિ સંપૂર્ણં

## આત્મનિંદા.

પ્રણમી પદ પંકજ ભણી અરિ ગંજન અરિહંત,
કથન કરૂં હવે જીવનો કીંચીત્ મુજ વ્રતાંત ૧
આરંભ વિષય કષાય વશ ભમીયો કાળ અનંત

લાખ ચોરાસી યોનીસે અબ તારો ભગવંત ૨
દેવગુરૂ ધર્મ સુત્રકું નવ તત્વાદીક જોય
અધિકા ઓછા જો કહ્યા મિછાંમિ દોકડું મોય ૩
મોહ અજ્ઞાન મિથ્યાતકો ભરિયા મોહ રાગ અથાક
વૈદરાજ ગુરૂ શરણથી ઔષધ જ્ઞાન વૈદરાજ ૪
જે મે જીવ વિરાધીયા સેવ્યા પાપ અઢાર
પ્રભુ તુમારી શાખસે વારવાર ધીકકાર ૫
બુરા બુરા સબ કહે બુરા ન દીશે કોય
જો ઘર સોધુ આપનો તો મુજ સમ બુરાન કોય ૬
કહેતા પાર આવે નહિ અવગુણ ભરે અનંત
લીખવા મે કીઉં કરિ લીખું જાણો શ્રી ભગવંત ૭
કરૂણાનિધી કૃપા કરી આપણો બીરૂદ વિચાર
ભુલ ચુક સબ માહરી ક્ષમીએ વારંવાર ૮
માફ કરો સબ માહરો આજ સુધીનો દોષ
દીન દયાલ દીયો મુજે શ્રદ્ધા સીલ સંતોષ ૯
આતમ નિંદા શુદ્ધ ભણો ગુણવંત વંદણ ભાવ
રાગ દ્વેષ પતલા કરો સબસે ખમત ખમાવ ૧૦ સપૂર્ણં

---

૨

જો રાખે વાસીગાર તેને પડશે જમના માર—૧
છાણા ઇંધણ અણજોયા વાવરે, તેતો બુરે હાલે મરે—

મારે જુ ફ્રાલે લીખ એને પરભવ જમની બીક—૩
કડકો કાચ બીલોરનો રૂપ અનુંપમ દેખાય
કામ ન ઉપજે કોકડા ખાયે તો જીવ જાય ૪
નાગણુસે નારી બુરી, મન ઠોરસે ખાય
જીવતા ખાય કાલજું મુઆ નરક લઇ જાય ૫
આપ સમીપર જીવડો માત સમી પરનાર
પરધન ધુલ સમાન તો તે દેખંતો સંસાર—૬
પરધનને પરકામની હુરવા કરે બહુ ધંધ
જે પીડે પર જંતુને તે દેખતો અંધ ૭
બંધ સમે ચેત્યો નહી ઉડયે સો સંતાપ
સંતાપે શોક નીપજે શોક તે નરકની છાપ ૮
લાલચ પર સ્ત્રી તણી જરૂર ખત્તા ખાય
અંતે કુજેતી એહુની નીશ્ચે નરકે જાય ગા. ૯
ચલં ચીતં ચલં વિતં ચલં તનધન જોબન મંદીરં
સર્વ જોગ ચલાચલ ધર્મ એકોહી નીશ્ચલ ૧૦
ઉજવલવરણ એકજ ચરણ ધરત હે કાંઇ ધ્યાન
મેં જાણું બડા સંતહે બડા કપટકી ખાંણ ૧૧
દુહા—દાભઅણીજલ બિંદુઓ જેસો સંધ્યાનો રંગ
એણીપેરે ચંચળ આવખું જીવ જાણ શકે તો જાગ ૧૨
પાપ આલોવે આપના ગુરૂ આગળ નિઃશંક

નીરોગી સુખીયા હુવે નિર્મળ જેસો સશાંક ૧૩
ઇતિ શાંતિઃ, શાંતિઃ. શાંતિઃ.

## ચોપાઇ.

અનુપુર્વિ ગણુજો જોય,
છ માસી તપનું ફલ હોય.
સંદેહ નવ આણો લગાર
નીર્મલ મને જપો નવકાર ૧
શુદ્ધ વસ્ત્ર ધરી વીવેક
દીન દીન પ્રત્યે ગણવી એક
એમ અનુપુર્વિ જો ગણે
તે પાંચસે સાગરના પાપને હણે; ૨

## દોહરો.

એક અક્ષર નવકારનો શુદ્ધ ગણે જે સાર,
તે બાંધે શુભ દેવનું આયુષ્ય અપરમપાર; ૧
ઓગણીશ લાખ ત્રેસઠ હજાર બસેં બાસઠ પલ,
ત્યાં સુધી તે ભોગવો, નવકાર મંત્રનું ફલ. ૨
અશુભ કર્મ કે હરણુકુ, મંત્ર બડો નવકાર;
વાણી દ્વાદસ અંગમે, સોધ લીઓ તત્કાલ. ૩

## ( अनानुं पूर्वी )

| ૧ | ૨ | ૩ | ૪ |
|---|---|---|---|
| ૧ ૨ ૩ ૪ ૫ | ૧ ૨ ૪ ૩ ૫ | ૧ ૩ ૪ ૨ ૫ | ૨ ૩ ૪ ૧ ૫ |
| ૨ ૧ ૩ ૪ ૫ | ૨ ૧ ૪ ૩ ૫ | ૩ ૧ ૪ ૨ ૫ | ૩ ૨ ૪ ૧ ૫ |
| ૧ ૩ ૨ ૪ ૫ | ૧ ૪ ૨ ૩ ૫ | ૧ ૪ ૩ ૨ ૫ | ૨ ૪ ૩ ૧ ૫ |
| ૩ ૧ ૨ ૪ ૫ | ૪ ૧ ૨ ૩ ૫ | ૪ ૧ ૩ ૨ ૫ | ૪ ૨ ૩ ૧ ૫ |
| ૨ ૩ ૧ ૪ ૫ | ૨ ૪ ૧ ૩ ૫ | ૩ ૪ ૧ ૨ ૫ | ૩ ૪ ૨ ૧ ૫ |
| ૩ ૨ ૧ ૪ ૫ | ૪ ૨ ૧ ૩ ૫ | ૪ ૩ ૧ ૨ ૫ | ૪ ૩ ૨ ૧ ૫ |
| **૫** | **૬** | **૭** | **૮** |
| ૧ ૨ ૩ ૫ ૪ | ૧ ૨ ૫ ૩ ૪ | ૧ ૩ ૫ ૨ ૪ | ૨ ૩ ૫ ૧ ૪ |
| ૨ ૧ ૩ ૫ ૪ | ૨ ૧ ૫ ૩ ૪ | ૩ ૧ ૫ ૨ ૪ | ૩ ૨ ૫ ૧ ૪ |
| ૧ ૩ ૨ ૫ ૪ | ૧ ૫ ૨ ૩ ૪ | ૧ ૫ ૩ ૨ ૪ | ૨ ૫ ૩ ૧ ૪ |
| ૩ ૧ ૨ ૫ ૪ | ૫ ૧ ૨ ૩ ૪ | ૫ ૧ ૩ ૨ ૪ | ૫ ૨ ૩ ૧ ૪ |
| ૨ ૩ ૧ ૫ ૪ | ૨ ૫ ૧ ૩ ૪ | ૩ ૫ ૧ ૨ ૪ | ૩ ૫ ૨ ૧ ૪ |
| ૩ ૨ ૧ ૫ ૪ | ૫ ૨ ૧ ૩ ૪ | ૫ ૩ ૧ ૨ ૪ | ૫ ૩ ૨ ૧ ૪ |
| **૯** | **૧૦** | **૧૧** | **૧૨** |
| ૧ ૨ ૪ ૫ ૩ | ૧ ૨ ૫ ૪ ૩ | ૧ ૪ ૫ ૨ ૩ | ૨ ૪ ૫ ૧ ૩ |
| ૨ ૧ ૪ ૫ ૩ | ૨ ૧ ૫ ૪ ૩ | ૪ ૧ ૫ ૨ ૩ | ૪ ૨ ૫ ૧ ૩ |
| ૧ ૪ ૨ ૫ ૩ | ૧ ૫ ૨ ૪ ૩ | ૧ ૫ ૪ ૨ ૩ | ૨ ૫ ૪ ૧ ૩ |
| ૪ ૧ ૨ ૫ ૩ | ૫ ૧ ૨ ૪ ૩ | ૫ ૧ ૪ ૨ ૩ | ૫ ૨ ૪ ૧ ૩ |
| ૨ ૪ ૧ ૫ ૩ | ૨ ૫ ૧ ૪ ૩ | ૪ ૫ ૧ ૨ ૩ | ૪ ૫ ૨ ૧ ૩ |
| ૪ ૨ ૧ ૫ ૩ | ૫ ૨ ૧ ૪ ૩ | ૫ ૪ ૧ ૨ ૩ | ૫ ૪ ૨ ૧ ૩ |

| ૧૩ | | | | | ૧૪ | | | | | ૧૫ | | | | | ૧૬ | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૩ | ૪ | ૫ | ૨ | ૧ | ૩ | ૫ | ૪ | ૨ | ૧ | ૪ | ૫ | ૩ | ૨ | ૩ | ૪ | ૫ | ૧ | ૨ |
| ૩ | ૧ | ૪ | ૫ | ૨ | ૩ | ૧ | ૫ | ૪ | ૨ | ૪ | ૧ | ૫ | ૩ | ૨ | ૪ | ૩ | ૫ | ૧ | ૨ |
| ૧ | ૪ | ૩ | ૫ | ૨ | ૧ | ૫ | ૩ | ૪ | ૨ | ૧ | ૫ | ૪ | ૩ | ૨ | ૩ | ૫ | ૪ | ૧ | ૨ |
| ૪ | ૧ | ૩ | ૫ | ૨ | ૫ | ૧ | ૩ | ૪ | ૨ | ૫ | ૧ | ૪ | ૩ | ૨ | ૫ | ૩ | ૪ | ૧ | ૨ |
| ૩ | ૪ | ૧ | ૫ | ૨ | ૩ | ૫ | ૧ | ૪ | ૨ | ૪ | ૫ | ૧ | ૩ | ૨ | ૪ | ૫ | ૩ | ૧ | ૨ |
| ૪ | ૩ | ૧ | ૫ | ૨ | ૫ | ૩ | ૧ | ૪ | ૨ | ૫ | ૪ | ૧ | ૩ | ૨ | ૫ | ૪ | ૩ | ૧ | ૨ |

| ૧૭ | | | | | ૧૮ | | | | | ૧૯ | | | | | ૨૦ | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૨ | ૩ | ૪ | ૫ | | ૨ | ૩ | ૫ | ૪ | ૧ | ૨ | ૪ | ૫ | ૩ | ૧ | ૩ | ૪ | ૫ | ૨ | ૧ |
| ૩ | ૨ | ૪ | ૫ | ૧ | ૩ | ૨ | ૫ | ૪ | ૧ | ૪ | ૨ | ૫ | ૩ | ૧ | ૪ | ૩ | ૫ | ૨ | ૧ |
| ૨ | ૪ | ૩ | ૫ | ૧ | ૨ | ૫ | ૩ | ૪ | ૧ | ૨ | ૫ | ૪ | ૩ | ૧ | ૩ | ૫ | ૪ | ૨ | ૧ |
| ૪ | ૨ | ૩ | ૫ | ૧ | ૫ | ૨ | ૩ | ૪ | ૧ | ૫ | ૨ | ૪ | ૩ | ૧ | ૫ | ૩ | ૪ | ૨ | ૧ |
| ૩ | ૪ | ૨ | ૫ | ૧ | ૩ | ૫ | ૨ | ૪ | ૧ | ૪ | ૫ | ૨ | ૩ | ૧ | ૪ | ૫ | ૩ | ૨ | ૧ |
| ૪ | ૩ | ૨ | ૫ | ૧ | ૫ | ૩ | ૨ | ૪ | ૧ | ૫ | ૪ | ૨ | ૩ | ૧ | ૫ | ૪ | ૩ | ૨ | ૧ |

૧ એકડો તે નમો અરિહંતાણં. બગડો તે નમો સિદ્ધાણં. તગડો તે નમો આયરિઆણં. ચોગડો તે નમો ઉવજ્ઝાયાણં. પાંચડો તે નમોલોએસવ્વસાહુણં. એ પ્રમાણે સમજવું.

(ઓચ્છવ રંગ.)

આનંદ આજ વધામણા, જીનવરજીને નામે

પુસ્તક આ સંયોજન કીયો ચઢતે પરિણામે. આનંદઆજ ॥૧॥

સજ્જન સઉ વાંચી કરી તત્વ સારજ લેશે
ભુલચુક જે મહારી સુધારી લેશે. અનંદઆજ ॥૨॥
સુરત ગોપીપુરામાં રહી પાયો અનંતનાથ સેવા વેળા
કહે કમળ પ્રભુ ગુણ જ્ઞાન તાનથી મળે મન વંછીત મેળા, આ. ॥૩॥

ઈતિ સંપૂર્ણ.

ચાર મંગળ અને ચાર લોકુત્તમ ચાર સરણ સ્મરણ કરતાં પ્રાંણી મોક્ષ પદવી પામે છે.

## અથ મંગલચાર.

ચારો મંગળ ચાર આજ મારે ચારો મંગળ ચાર
દેખ્યો દરસ સરસ જીનજીકો, શોભા શુંદર સાર આજ૦ ૧
છિનું છિનું છિનું મન મોહન ચરચો, ઘસી કેસર ઘનસાર આ૦ ૨
વિવિધ જાતીકે પુષ્પ મંગાવો મોઘરલાલ ગુલાલ આજ૦ ૩
ધુપ ઉખેવોને કરો આરતી, મુખ બોલો જયકાર આજ૦ ૪
હર્ષધરી આદિશ્વર પુજો, ચૌમુખ પ્રતિમા ચાર આજ૦ ૫
હૈએ ધરી ભાવ ભાવના ભાવો. જેમ પામો ભવપાર આજ૦ ૬
સકળચંદ સેવક જિનજીકો આનંદ ઘન ઉપગાર આજ૦ ૭

सर्व मंगल मांमल्यं, सर्व कल्याण कारणं.
प्रधानं सर्वधर्माणां जैनं जयति शासनं ॥१॥



# જાહેર ખબર.



આ પુસ્તકના સુજ્ઞ ગ્રાહકોને સુચના કરવામાં આવે છે કે આ રચના કરતાં પ્રુફ સુધારનાર **માસ્તર સવચંદ દામોદરદાસ શાહ** તથા મારી મંદમતીથી દ્રષ્ટીદોષથી તથા અપુર્વ શ્રુતાનુભવની ખામીથી જીનાજ્ઞા વિરૂધ ન્યુનાધિક લખાયું હોય તો તે ચતુર્વિધ સંઘ સાથે મિથ્યા દુષ્કૃત દઉં છું અને સજ્જનો તે ભુલ સુધારીને વાંચશો.

આ ચોપડી જ્યાં ત્યાં રખડતી મૂકવી નહીં અને યત્નાપુર્વક જ્ઞાનની આશાતના ન થાય તેમ બહુ માનપુર્વક સાચવી રાખી વાંચવી ભણવી.

ઇતિ સુજ્ઞેષુ કિં બહુના

પુસ્તક મળવાનું ઠેકાણું

**સુરત–ખીમાભાઈની વાડીમાં**

**મુંબઇ–મગનભાઇ ખુશાલભાઇ ઠે. ચંપાગલી**

**પાલીતાણા–ધર્મશાળાઓમાં**